# પુરોવચન

જ્યારે મને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા તરફથી એ વ્યાખ્યાનશ્રેણીમાં વ્યાખ્યાનો આપવાનું નિમંત્રણ મળ્યું, ને મેં એ સ્વીકાર્યું, ત્યારે ગુજરાતના કોઈ ને કોઈ અસાધારણ વિદ્વાન તેમ જ તેમની કૃતિઓ વિષે કાંઈક કહેવું, એવો વિચાર મને ઉદ્‌ભવ્યો. પણ કયા એક વિદ્વાનને અને તેમની કઈ કૃતિઓને લઈ વ્યાખ્યાનો આપવાં એ એક વિચારનો વિષય હતો.

આચાર્ય હરિભદ્રના પૂર્વવર્તી અને ઉત્તરવર્તી કેટલાય જૈન, બૌદ્ધ અને વૈદિક વિશિષ્ટ વિદ્વાનો દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયા. મારા અધ્યયન ને વિચારને અનુસરી મને એમાંના દરેકની વિશિષ્ટતા કે અસાધારણતા ભાસતી હતી, અને અત્યારે પણ એ ભાસે છે. તાર્કિક મલ્લવાદી અને એમના વ્યાખ્યાકાર સિંહગણિ ક્ષમાશ્રમણ, એ બન્નેની કૃતિઓ દર્શન અને તર્ક પરંપરામાં અનેક અજ્ઞાત મુદ્દાઓ દર્શાવે એવી સમર્થ છે. શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, એ મહાભાષ્યકાર તરીકે યથાર્થ રૂપે જાણીતા છે. શૂન્યવાદી મહાયાની શાન્તિદેવસૂરિ અહિંસા ધર્મના માર્મિક પુરસ્કર્તા તરીકે વિશ્વવિખ્યાત છે. કવિ–વૈયાકરણ ભટ્ટી, એ પણ આગવું સ્થાન ધરાવે છે. અને

આ વિદ્વાનો તો આચાર્ય હરિભદ્ર પહેલા અને વનમી તેમ જ ભગ્યના ક્ષેત્રની મર્યાદામા વિચરતા હોવાનુ પણુ ન્નાત છે

આચાર્ય હરિભદ્રના ઉત્તરવર્તી અનેક વિશિષ્ટ વિદ્વાનો પૈકી અત્રે તો બે–ચારના નામનો જ નિર્દેશ પૂરતો છે વાદી દેવસૂરિ, આચાર્ય હેમચદ્ર, પ્રસિદ્ધ ટીકાકાર મનયગિરિ અને છે ને ન્યાયાચાર્ય યશોવિજયજી આ ગણાવ્યા તેમાથી કોને પસદ કરવા એ વિચારે થોડીવાર મને મૂઝ વ્યો ખરો, પણુ અતે આચાર્ય હરિભદ્રે માગ મનનો કબજો મેળવ્યો મે એમને આશ્રી ભાષણો તૈયાર કરવાનો નિર્ધાર કર્યો ત્યારે મારા મનમા તેમની જે વિશિષ્ટતા ગમમાણુ હતી તેના ખાસ કારણો છે તે પૈકી બેએકનો નિર્દેશ કરવો યોગ્ય લેખાય

## આ હરિભદ્રની વિશેષતા

આચાર્ય હરિભદ્ર પ્રાકૃત–સસ્કૃત ભાષામા અનેક વિષયના અને ગ્રથો લખનાર છે, તો તે કોટીની યોગ્યતા તો આચાર્ય હેમચદ્ર અને ન્યાયાચાર્ય યશોવિજયજીમા પણુ છે આ બધુ છતાં આચાર્ય હરિભદ્રની વિશેષતા માત્ર ગુજરાતમા જ નહી, પણુ હુ જાણુ છુ ત્યા સુધી, બધી પરપરાના ભારતીય પડિતોથી નિરાળી અને વિરલ છે તે વિશેષતા એટને સાપ્રદાયિક અનેક વિષયોના પાડિત્ય ઉપરાત તેમનુ જે માનસિ અને આધ્યાત્મિક ઊર્ધ્વગામી વલણુ તેમની કૃતિઓ દ્વારા પ્રગટ થયુ છે તે

એમનું આ વલણુ જુદી જુદી કૃતિમા કેવા કેવા રૂપે આવિર્ભાવ પામ્યુ છે તે દર્શાવવા મે તેમની તત્ત્વજ્ઞાન વિષયક શાસ્ત્રવાર્તાસમુચ્ચય અને ષડ્દર્શનસમુચ્ચય એ બે જ કૃતિઓ, અને

યોગવિષયક એમની જ્ઞાત અને લભ્ય ચારે કૃતિઓ—योगविंशिका, योगशतक, योगबिन्दु અને योगदृष्टिसमुच्चय—લઈ મારું વક્તવ્ય તૈયાર કર્યું છે. અત્રે વિશેષરૂપે એના સમર્થનમાં કાંઈ કહેવાની જરૂર જોતો નથી, અત્રે તો અધિકારી જિજ્ઞાસુ એવા ઉદાર વાચકો સમક્ષ એટલું જ નિવેદન પૂરતું છે કે તેઓ ત્રીજા અને ચોથા–પાંચમા વ્યાખ્યાનોમાં એ ગ્રંથો વિશે જે સંક્ષેપમાં કહ્યું છે તેને સ્વસ્થપણે વાંચે-વિચારે.

હું કેવળ પાંડિત્યની દૃષ્ટિએ આચાર્ય હરિભદ્રનો વિચાર કરવા પ્રવૃત્ત થયો ન હતો; નહી તો તેમના અનેક વિષયોના અનેક ગ્રંથો લઈ એ દર્શાવી શકાત; પરંતુ પાંડિત્ય, વિદ્યાવ્યાસંગ અને બહુશ્રુતત્વ, એ બધું ઉપયોગી હોવા છતાં જીવનમાં એના કરતાંય ઉચ્ચતર સ્થાન નિષ્પક્ષ દૃષ્ટિ અને સ્વ કે પર પંથ યા સંપ્રદાયનો ભેદ રાખ્યા સિવાય દરેકમાંથી ગુણ તારવવાની દૃષ્ટિ, તેમ જ પોતાના પંથના ન હોય એવા વિશિષ્ટ વિદ્વાનો અને સાધકો પ્રત્યે સમજદારનું બહુમાન ધ્યાન ખેંચાય એવી નિરૂપણ શૈલીનું છે. અને આચાર્ય હરિભદ્રમાં આ વિશેષતાઓ જેટલા પ્રમાણમાં અને જેટલી સ્પષ્ટતાથી નજરે ચડે છે, તેટલા પ્રમાણમાં અને તેટલી સ્પષ્ટતાથી બીજા કોઈ ભારતીય વિદ્વાનમાં પ્રગટ થઈ હોય તો એ એક શોધનો વિષય છે.

આચાર્ય હરિભદ્રે સમન્વયની ત્રણ કક્ષાઓ સિદ્ધ કરી છે. *અનેકાંતદૃષ્ટિની વ્યાપક પ્રભામાં વિકસિત થયેલ નયવાદમાં* જે સમન્વયનો પ્રકાર છે તે તો આચાર્ય હરિભદ્ર પહેલાં પણ જૈન પરંપરામાં ખેડાયેલો છે એટલે એ પ્રકાર તો સહેજે જ એમના ગ્રંથોમાં આવે. પણ બીજા બે પ્રકાર, જે એમણે ખેડ્યા છે, તે માત્ર એમની જ વિશેષતા છે એ પૈકી પહેલો પ્રકાર એટલે પરસ્પર વિરોધી એવી દર્શન પરંપરાઓમાં

તત્ત્વજ્ઞાન કે આચાર પરત્વે માત્ર તે તે પરંપરાને માન્ય હોય એવી જે રૂઢ પરિભાષાઓ પ્રચલિત થયેલી છે—જેમ કે ઈશ્વર-કર્તૃત્વવાદ, પ્રકૃતિવાદ, અદ્વૈત, વિજ્ઞાન, શૂન્ય જેવી પરિભાષાઓ —તેમને આચાર્ય હરિભદ્રે પોતાનો ઉદાત્ત અને વ્યાપક અર્થ અર્પી તે પોતાને પણ કેવી રીતે અભિપ્રેત છે એ દર્શાવ્યું છે તે. અર્થ એક જ હોય, છતાં જુદી જુદી પરંપરાઓમાં તે માટે જે જુદી જુદી પરિભાષાઓ સ્થિર થયેલી છે—જેમ કે અવિદ્યા, મોહ, દર્શનમોહ, તેમ જ બ્રહ્મ, નિર્વાણ ઇત્યાદિ—એ પરિભાષાઓ કેવી રીતે એક જ અર્થની સૂચક છે એ દર્શાવવાનો પ્રયત્ન તે બીજો સમન્વય.

આ અને આના જેવું બીજું ઘણુંય જાણવા જેવું પ્રસ્તુત વ્યાખ્યાનોમાંથી વાચકોને મળશે. જો આજના વિસ્તરતા જતા દૃષ્ટિબિંદુને નજર સામે રાખી કોઈ આચાર્ય હરિભદ્રના, ઉપર સૂચવેલ ગ્રંથોનુ સાંગોપાંગ અને વિશેષ તુલનાત્મક અધ્યયન કરશે તો તેઓ વિદ્યાક્ષેત્રે એક બહુમૂલી ભેટ આપી લેખાશે.

આચાર્ય હરિભદ્રનુ વ્યક્તિત્વ મુખ્યપણે ચાર પ્રકારે ઘડાયેલું છે : કથાકાર, તત્ત્વજ્ઞ, આચારશોધક અને યોગી રૂપે. એમનો સુપ્રસિદ્ધ પ્રાકૃત કથાગ્રંથ समराइच्चकहा છે, જેના ઉપર ડૉ. હર્મન યાકોબીએ ઠીક ઠીક લખ્યુ છે, અને વિદ્વાનોનુ ધ્યાન ખેંચ્યું છે. તત્ત્વજ્ઞ એટલે તાર્કિક-દાર્શનિક તરીકે એમણે સંસ્કૃતમાં લખેલ अनेकान्तजयपताका અને પ્રાકૃતમાં લખેલ 'धर्मसंग्रहणी' જેવા ગ્રંથો મુખ્ય છે. આચારસંશોધક તરીકે એમણે, એમના મનાતા संबोधप्रकरणमां માર્મિક સમાલોચના કરી દર્શાવ્યું છે કે ખરો સાધ્વાચાર કયો ? અને યોગાભ્યાસી તરીકે એમણે योगबिन्दु આદિ ચાર ગ્રંથો રચ્યા છે, જે યોગ-

પરંપરાના સાહિત્યમાં અનેક દૃષ્ટિએ વિરલ કહી શકાય એવાં છે.

### આભારનિવેદન

મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના વ્યવસ્થાપકોએ મને નિમંત્ર્યો ન હોત તો એ યુનિવર્સિટીના હૉલમાં અનેક અધિકારી શ્રોતાઓ સમક્ષ મારા વિચાર દર્શાવવાની તક પ્રાપ્ત થઈ ન હોત, અને મારા જીવનમાં અસંભાવ્ય એવી ધન્યતા અનુભવવાનો અવસર લાધ્યો ન હોત; તેમ જ આ ભાષણો આ રીતે ગ્રંથરૂપે પ્રગટ કરવાનો પ્રસંગ પણ આવ્યો ન હોત. તે બદલ હું તે વ્યાખ્યાનમાળાના વ્યવસ્થાપકો અને મુંબઈ યુનિવર્સિટીના સંચાલકોનો આભાર માનું છું.

આ વ્યાખ્યાનો તૈયાર કરતી વખતે વાચનથી માંડીને તે એ લખાયાં ત્યાં સુધી, અને ત્યાર પછી એ મુદ્રિત થાય છે ત્યાં સુધીમાં મને મારા અનેક સહૃદય વિદ્યાપ્રિય મિત્રો તરફથી જે જે સહાયતા મળી છે, તે બધાનાં નામોનો નિર્દેશ કરું તો એક ખાસી યાદી થાય. હું એ ઉપચારમાં ન પડતાં મારા હૃદયમા એમનું જે સ્થાન અને માન અંકિત છે તેનો સંકેત કરીને જ સંતોષ માનુ છું.

પરંતુ સંકેત માત્રથી સતોષ માન્યા પછી પણ ચારેક નામનો અહીં નિર્દેશ કરવો મને અનિવાર્ય લાગે છે. કવિ–પ્રાધ્યાપક શ્રી ઉમાશંકર જોષી અને પ્રાધ્યાપક શ્રી. શ્રી મનસુખલાલ ઝવેરી, એ બન્નેનું હાર્દિક દબાણ એવું હતું કે હું મુંબઈ યુનિવર્સિટીનું નિમંત્રણ સ્વીકારવા લલચાયો. ભો. જે. *વિદ્યાભવનના ડિરેક્ટર અને મારા સદાના વિદ્યાસખા શ્રીયુત*

રસિકભાઈ છો. પરીખ તેમ જ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના ડિરેક્ટર પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા, એ બન્નેએ મારાં ભાષણો સાંભળી, ઘટતી સૂચનાઓ કરી છે. આ માટે હું આ ચારે વિદ્વાનોનો વિશેષ રૂપે કૃતજ્ઞ છું.

સરિત્કુંજ, આશ્રમ રોડ
અમદાવાદ–૯
તા. ૩૦મી જૂન, ૧૯૬૧

સુખલાલ સંઘવી

# અ નુ ક્ર મ

## વ્યાખ્યાન પહેલું

## આચાર્ય હરિભદ્રના જીવનની રૂપરેખા

મુબઈ યુનિવર્સિટીના કાર્યવાહકોએ મને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામા વ્યાખ્યાનો આપવા આમત્ર્યો, એ બદલ આભાર માનવો કે ભાર અનુભવવો એવી એક મિશ્ર લાગણી મારા મનમા ઉદ્ભવી હું જ્યારે ચિંતન-મનન અને લેખનના ભારથી બને તેટલો છૂટવા ઇચ્છતો હોઉં, ત્યારે એ જ કામની જવાબદારી સ્વીકારવામા ભાર અનુભવાય એ સાહજિક છે, પરતુ યુનિવર્સિટી જેવી સસ્થાના આમત્રણે, મિત્રોના સહૃદય અનુરોધે અને આવા વિષયના પરિશીલન ના મનમા પડેલા લાબા વખતના સસ્કારોએ મારો એ ભાર એક રીતે હળવો કર્યો અને હું પાછો ચિંતન-મનન-લેખનની આનદ પર્યવસાયી પ્રવૃત્તિમા લાગી ગયો આમ થતા જ એ શરૂઆતમા ભાસતો ભાર આ ભાર-ઇપિતભારમા પર્યવસાન પામ્યો, એ જ મારુ આભાર-નિવેદન

પ્રસ્તુત વ્યાખ્યાનમાળામા કેટલાક એવા ધુરંધર વિદ્વાનો વ્યાખ્યાનો આપી ગયા છે કે તેમના નામ અને કામ જોતા મારુ મન તેમની હરોળમા બેસવા તૈયાર ન થાય, પણ જ્યારે વ્યાખ્યાન-માળાના સચાલકોએ એ હરોળમા મને મૂક્યો ત્યારે હું એક રીતે ગૌરવ અનુભવુ છુ, જેમા ખરી રીતે લાઘવવૃત્તિ મુખ્ય રહેલી છે આજ સુધીમાં થયેલા વ્યાખ્યાનોનાં વિષયો તરફ નજર કરતા મને એમ પણ લાગે છે કે હુ એ પૂર્વ સૂરિઓના ચીલાથી કાઈક ફટાઉં છુ

બહુશ્રુત, ઇતિહાસકોવિદ એવા બ્રાહ્મણવૃત્તિના શ્રી દુર્ગાશકર ભાઈના 'ભારતીય સસ્કારોનુ ગુજરાતમા અવતરણ' એ વિષય

ઉપર અપાયેલાં ઉદાત્ત પાંચ ભાષણો સાભળીને હતો ત્યારે જ મનમા વિચાર આવ્યો કે શું ગુજરાતે ભારતીય સંસ્કારોનું માત્ર અવતરણ જ ઝીલ્યું છે કે એ અવતરણ ઝીલી, આત્મસાત્ કરી, પચાવી, પોતાની વિશિષ્ટ પ્રતિભા અને પરંપરાના બળે, એ અવતરણને કોઈ અપૂર્વ કહી શકાય એવો આકાર પણ આપ્યો છે કે જે આકાર ભારતીય સંસ્કારોમા એક મનોરમ અને નવી ભાત પાડે? આ વિચારથી જ્યારે હું મારા પરિશીલનનું પ્રત્યવેક્ષણ અથવા પુનરવલોકન કરવા પ્રેરાયો ત્યારે મારા માનસપટ ઉપર ગુજરાતમા થયેલી શાંતિદેવ ભટ્ટિ, ક્ષમાશ્રમણ સિદ્ધગણી અને જિનભદ્રગણી, આચાર્ય હેમચંદ્ર, વાચક યશોવિજયજી જેવી કેટલીયે વિભૂતિઓ અંકિત થઈ ગઈ, પણ આજે તો મે એ વિભૂતિઓમાથી એકને જ પસંદ કરેલ છે તે એક વિભૂતિ એટલે યાકિનીસૂનુ આચાર્ય હરિભદ્ર

પ્રાચીન ગુજરાતે[1] પોષેલ અને વિકસાવેલ વિવિધ ક્ષેત્રો ખેડવાની તક આપેલ એવી આ વિભૂતિ છેલ્લા લગભગ સોએક વર્ષ પહેલા તો માત્ર જૈન પરંપરામાં જ જાણીતી હતી હું જાણું છુ ત્યા લગી આચાર્ય હરિભદ્ર વિશે એ કાળમા જૈન પરંપરા સિવાય બીજું કોઈ જાણતુ હોય તો તે 'લલિતાસહસ્રનામ'[2] ગ્રંથના ભાષ્યકાર ભાસ્કરરાય એક જ ભાસ્કરરાય[3] મૂળે કર્ણાટકનિવાસી તે કાશીમા આવીને રહેલા એમણે ગુજરાતના સુરતશહેરનિવાસી પ્રકાશાનન્દ નામના ઉપાસનામાર્ગના આચાર્ય પાસે પૂર્વાભિષેક દીક્ષા લીધેલી ભાસ્કરરાય વિક્રમના અઢારમા સૈકામા થયેલા છે તેમણે પોતાના એ 'સૌભાગ્યભાસ્કર' નામના ભાષ્યમા—

> प्रमावती प्रमारूपा प्रसिद्धा परमेश्वरी ।
> मूलप्रकृतिरव्यक्ता व्यक्ताव्यक्तस्वरूपिणी ॥ १३७ ॥

એ પદની વ્યાખ્યા કરતા આચાર્ય હરિભદ્રના ધર્મસગ્રહણી નામક પ્રાકૃત ગ્રંથની એક ગાથા પ્રમાણરૂપે ટાકી છે[4] નવાઈ જેવું તો એ છે કે શ્વેતાંબર સિવાયના બીજા જૈન ફિરકાઓ સુધ્ધા જ્યારે

હરિભદ્ર જેવા પ્રતિભાસંપન્ન વિદ્વાનની કૃતિઓ વિષે સાવ મૌન દેખાય છે, ત્યારે એક કર્ણાટકનિવાસી અને કાશીવાસી પ્રકાંડ પંડિત ભાસ્કરરાયનું ધ્યાન હરિભદ્રના ગ્રંથ તરફ જાય છે, અને તે મૂળ ગ્રંથ પણ સંસ્કૃત નહિ પણ પ્રાકૃત આવા પ્રાકૃત ગ્રંથ તરફ એક દૂરવર્તી વૈદિક વિદ્વાનનું ધ્યાન જાય અને તે પણ એક દાર્શનિક મુદ્દાને લક્ષીને, ત્યારે એમ માનવું રહ્યું કે આચાર્ય હરિભદ્ર એ બીજી રીતે ભલે અજ્ઞાત જેવા રહ્યા હોય, છતાં તેમની કૃતિ અને તેમના વિચારોમાં બહુશ્રુત વિદ્વાનોને આકર્ષવા જેટલું સામર્થ્ય તો છે જ.

લગભગ દોઢસો વર્ષ થયાં કે પાશ્ચાત્ય સંશોધક વિદ્વાનોનું લક્ષ પુરાતત્ત્વ, સાહિત્ય આદિ જ્ઞાનસાધનોથી સમૃદ્ધ એવા પૌરસ્ત્ય ખજાના ભણી વળ્યું અને પ્રો. કિલ્હૉર્ન, બુહલર, પિટર્સન, યાકોબી જેવા વિદ્વાનોએ જૈન ભંડારો જોયા[૫] અને તેનો તાગ મેળવવા પ્રયત્ન કર્યો એને પરિણામે ભારતમાં અને ભારત બહાર જ્ઞાનની એક નવી દિશા ઊઘડી અને પરિણામે આચાર્ય હરિભદ્ર, કે જે ત્યાર લગી માત્ર એક પરંપરાના વિદ્વાન અને તેમાં જ અવગત હતા તે, હવે સર્વવિદિત થયા યાકોબી, લોયમેન, વિન્ટરનિત્સ, સુવાલી અને શુબ્રિંગ આદિ અનેક વિદ્વાનોએ, જુદે જુદે પ્રસંગે, આચાર્ય હરિભદ્રના ગ્રંથો અને જીવન વિષે ચર્ચા કરી યાકોબી, લોયમેન, સુવાલી આદિ વિદ્વાનોએ તો હરિભદ્રના જુદા જુદા ગ્રંથોનું સંપાદન કર્યું એટલું જ નહિ, પણ કોઈકમાં તો ભાષાંતર કે સાર પણ આપવામાં આવેલ છે[૬] આ રીતે હરિભદ્ર જર્મન, અંગ્રેજી આદિ પાશ્ચાત્ય ભાષાઓ જાણનાર વિદ્વાનોના ધ્યાન ઉપર એક વિશિષ્ટ વિદ્વાન તરીકે ઉપસ્થિત થયા બીજી બાજુ પાશ્ચાત્ય સંશોધનદૃષ્ટિના જે આંદોલનો ભારતમાં ઊઠ્યાં તેને લીધે પણ હરિભદ્ર વધારે પ્રકાશમાં આવ્યા ઓગણીસમી સદીના ચોથા પાદમાં સાક્ષરશિરોમણિ મણિલાલ નભુભાઈનું ધ્યાન આચાર્ય હરિભદ્રના ગ્રંથો ભણી ગયું એ પુરુષાર્થી વિદ્વાને હરિભદ્રના જે ગ્રંથો હાથ લાગ્યા અને જે એમની મર્યાદા હતી તદનુસાર તેમાંથી

ખાસ ખાસ ગ્રંથોના ગુજરાતી ભાષાંતરો પણ કર્યાં છે આ રીતે જોઈએ તો નવયુગને પ્રભાવે આચાર્ય હરિભદ્ર એ માત્ર કોઈ એક ધર્મ પરંપરાના વિદ્વાન ન રહેતા સાહિત્યના અનન્ય વિદ્વાન અને ઉપાસક લેખે વિદ્વાનોમા સ્થાન પામ્યા

આચાર્ય હરિભદ્રનુ સાહિત્ય જેણે જેટલા પ્રમાણમા અવગાહ્યુ તે તેટલા પ્રમાણમાં એમની વિદ્વત્તા અને તટસ્થતા પ્રત્યે આકર્ષાયા, પણ ઇસ્વી સનના વીસમા સૈકાના પ્રારભથી તો હરિભદ્રની ખ્યાતિ ઉત્તરોત્તર વધતી ચાલી અને તેમની કૃતિઓ જોવાનુ, તેનુ સપાદન કરવાનુ આકર્ષણ વિદ્વાનોમા વધતુ ચાલ્યુ

ડૉ એ બી ધ્રુવે ૧૯૦૯મા 'ગુજરાતનુ સસ્કૃત સાહિત્ય એ વિષયનું થોડુંક રેખાદર્શન' આ નામનો એક નિબંધ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદમા વાચેલો અને ૧૯૪૭મા શ્રી દુર્ગાશકર ભાઈએ 'ભારતીય સસ્કારોનુ ગુજરાતમા અવતરણ' એ મથાળા નીચે પાચ વ્યાખ્યાનો આપેલા આ બન્ને બહુશ્રુત અને ઉદારચેતા વિદ્વાનોના લખાણમા વલભીના ભટ્ટિ, ભિન્નમાલના બ્રહ્મગુપ્ત અને માઘ આદિનો નિર્દેશ છે ભટ્ટિ, બ્રહ્મગુપ્ત અને માઘ જેવા જે વિદ્વાનોની અદ્યાપિ એક એક કૃતિ જ જાણીતી છે તેમનો નિર્દેશ હોય અને એ જ પ્રાચીન ગુજરાતની સુપ્રસિદ્ધ રાજધાની ભિન્નમાલ અને એની આસપાસના પ્રદેશમા રહી જેણે સખ્યાબધ કૃતિઓ રચી અને જે આજે પણ ઉપલબ્ધ છે તેનો નિર્દેશ તેમા ન હોય એ જોઈ સહેજે કોઈને પ્રશ્ન થાય કે એવા વિશિષ્ટ વિદ્વાનનો પરિચય અપાવો કેમ રહી ગયો હશે? પણ મને લાગે છે કે જો આચાર્ય હરિભદ્રની દર્શન અને યોગ પરપરાને લગતી વિશિષ્ટ કૃતિઓ એ બન્ને મહારથીઓના અવગાહનમા આવી હોત તો એમનુ એ પ્રત્યે સવિશેષ ધ્યાન ગયા સિવાય કદી રહી શકત નહિ એવો પણ સભવ ખરો કે એમની દૃષ્ટિએ હરિભદ્ર ગુજરાતની સીમામા આવી જતા ન હોય

પરંતુ ગુજરાતના બહુશ્રુત અને સુવિદ્વાન શ્રી. રસિકલાલ છો. પરીખે કાવ્યાનુશાસનના બીજા ભાગની પોતાની સુવિસ્તૃત અને સુસંબદ્ધ પ્રસ્તાવનામાં થોડા પણ શબ્દોમાં આચાર્ય હરિભદ્રનું મૂલ્યાંકન કર્યું છે, જે ખાસ ધ્યાન ખેંચે છે.

હવે તો હરિભદ્રના ગ્રંથો વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમમાં સ્થાન પામ્યા છે. ખાસ કરીને તેમણે જે દર્શન અને યોગને લક્ષીને ઉદાત્ત ગ્રંથો રચ્યા છે તે તરફ વિદ્વાનો ઉત્તરોત્તર વધારે ને વધારે આકર્ષાતા જાય છે. એવી સ્થિતિમાં, મને વિચાર આવ્યો કે, હરિભદ્રના દર્શન અને યોગ પરંપરાને લગતા ગ્રંથોમાં એવી કઈ કઈ વિશેષતા છે કે જે તરફ અભ્યાસીઓનું લક્ષ વધારે ખેંચાવું જોઈએ? આ વિચારથી મેં આ વ્યાખ્યાનમાળામાં આચાર્ય હરિભદ્ર વિષે ચર્ચા કરવાનું પસંદ કર્યું છે અને તે પણ મુખ્યતયા તેમની કેટલીક વિશિષ્ટ કૃતિઓને લઈને. એ કૃતિઓ પણ એવી કે જે ભારતીય સમગ્ર દર્શન પરંપરાને અને યોગ પરંપરાને સ્પર્શતી હોય. જે કૃતિઓને લઈ આ વ્યાખ્યાનોમાં હું ચર્ચા કરવા ધારું છું તેની અસાધારણતા શી છે તે તો આગળની ચર્ચાથી સ્પષ્ટ થઈ જશે.

મેં પાંચ વ્યાખ્યાનો નીચેના ક્રમમાં આપવા ધાર્યાં છે: પહેલામાં આચાર્ય હરિભદ્રના જીવનની રૂપરેખા; બીજામાં દર્શનો અને યોગના સંભવિત ઉદ્ભવ સ્થાનો, તેનો પ્રસાર, ગુજરાત સાથે તેનો સંબંધ અને તેના વિકાસમાં હરિભદ્રનું સ્થાન; ત્રીજામાં દાર્શનિક પરંપરામાં હરિભદ્રે નવું શું ઉમેર્યું તેનો વિચાર, ચોથા અને પાંચમામાં હરિભદ્રે યોગપરંપરામાં શી અને કેવી વિશેષતા અર્પી તેનું યથાસંભવ વિસ્તૃત કથન.

આચાર્ય હરિભદ્રના જીવન અને કાર્યને સૂચવતું અને તેનું વર્ણન કરતું સાહિત્ય લગભગ તેમના સમયથી જ લખાતું અને વૃદ્ધિ પામતું રહ્યું છે. પ્રાકૃત, સંસ્કૃત, ગુજરાતી, હિન્દી, જર્મન અને અંગ્રેજી આદિ ભાષાઓમાં અનેક વિદ્વાનો અને લેખકોએ એમના

જીવન અને કાર્યને લગતી ચર્ચા વિગતે કરી છે તો સાહિત્યની એક નોધ અતે પરિશિષ્ટમા આપવી યોગ્ય થશે[૯] અહી તો એ સાહિત્યને આધારે પ્રસ્તુત પ્રસગ સાથે ખાસ જરૂરી જણાય એવી અગત્યની બાબતો વિષે જ ચર્ચા કરીશું વિશેષ જિજ્ઞાસુ પરિશિષ્ટમા નોધેલ યાદી ઉપરથી વધારે આકલન કરી શકે

### જન્મસ્થાન

હરિભદ્રના જીવનને લગતી માહિતી આપનાર ગ્રથોમા વધારે પ્રાચીન લેખાતી ભદ્રેશ્વરની અદ્યાપિ અમુદ્રિત 'કહાવલી' નામની પ્રાકૃત કૃતિ છે તેનો રચનાસમય નિશ્ચિત નથી, પણ ઐતિહાસિક વિચારો એ કૃતિને વિક્રમના બારમા સૈકાની આસપાસ મૂકે છે એમા આચાર્ય હરિભદ્રના જન્મસ્થાન તરીકે 'પિવગુઈ બભપુણી'[૧૦] એવો ઉલ્લેખ મળે છે, જ્યારે ઇતર ગ્રથોમા એમના જન્મસ્થાન તરીકે ચિતોડ-ચિત્રકૂટ[૧૧] સૂચિત છે આ બે નિર્દેશો જુદા હોવા છતા વસ્તુત એમા ખાસ વિરોધ જેવુ નથી લાગતુ 'પિવગુઈ' એવુ મૂળ નામ શુદ્ધ રૂપમાં સચવાઈ રહ્યું હોય કે કાઈક વિકૃતરૂપે પ્રાપ્ત થતુ હોય એ કહેવુ કઠણ છે, પણ એની સાથે 'બભપુણી' એવો જે ઉલ્લેખ છે તે 'બ્રહ્મપુરી'નુ જ વિકૃત લખાણ છે આ રીતે બ્રહ્મપુરી કાઈ નાનુ ગામ હોય, કસબો હોય કે કાઈ નગર—નગરીનો એક ભાગ હોય તોય તે ચિતોડની આસપાસ હશે તેથી જ ઉત્તરકાલીન ગ્રથોમા વધારે પ્રખ્યાત એવા ચિતોડનો નિર્દેશ સચવાઈ રહ્યો અને બ્રહ્મપુરી ગૌણ બની ગઈ યા લક્ષમા ન રહી

ચિતોડ દુર્ગની પ્રતિષ્ઠા પહેલા, તેનાથી ઉત્તરમા લગભગ પાચ છ માઇલની દૂરી પર શિબિ જનપદની રાજધાની તરીકે મધ્યમિકા નગરી વિખ્યાત હતી, જે અત્યારે 'નગરી' તરીકે ઓળખાય છે એ નગરી ઘણી પ્રાચીન અને સત્તા, વિદ્યા તથા ધર્મોનુ કેન્દ્ર રહી છે[૧૨] તેથી જ એના ઉપર સમયે સમયે આક્રમણો થતા રહ્યા એની નોધ

સૌથી પહેલી મહાભાષ્યકાર પતંજલિએ (ઈ. સ. પૂર્વે બીજો સૈકો) લીધી છે.[૧૩] મધ્યમિકા વૈદિક પરંપરાનું કેન્દ્ર તો હતી જ, પણ તે ભાગવત પરંપરાનું તો વિશિષ્ટ કેન્દ્ર જ હતી. તેમ જ બૌદ્ધ અને જૈન[૧૪] આદિ પરંપરાઓનું પણ એ એક વિશિષ્ટ ક્ષેત્ર હતી. જ્યારે આ સ્થાન ઉત્તરોત્તર આક્રમણોને કારણે સુરક્ષિત ન રહ્યું, ત્યારે ચિત્રાંગદ નામના મૌર્યે મધ્યમિકામાંથી ચિતોડમાં રાજધાની બદલી.[૧૫] તે પહાડ ઉપર હોવાને કારણે વિશેષ સુરક્ષિત બની. મધ્યમિકાના પ્રાચીન અવશેષો અત્યારે મળે છે. એમ લાગે છે કે મધ્યમિકામાંથી ચિતોડ ઉપર રાજધાનીનું પરિવર્તન થવાની સાથે જ ચિતોડનો બધી રીતે વિકાસ થતો ગયો હશે; અને જે વિદ્યા તેમજ ધર્મની પરંપરાઓ મધ્યમિકામાં હતી તેમણે પણ ચિતોડના વિકાસનો લાભ લીધો હશે. એ ગમે તે હો, પણ એમ તો લાગે છે કે હરિભદ્રનું જન્મસ્થાન તળપદ ચિતોડ ન હોય તોય તે ચિતોડ અને મધ્યમિકામાંથી કોઈની સાથે વધારે સંબંધવાળું હોવું જોઈએ. બ્રહ્મપુરી એ સંકેત યથાર્થ હોય તો એમ પણ કહી શકાય કે તે ચિતોડ યા મધ્યમિકા જેવી નગરીનું કોઈ બ્રાહ્મણોની પ્રધાનતાવાળું પરું પણ હોય. આ રીતે જન્મસ્થાનનો વિચાર કરતાં હરિભદ્ર પ્રાચીન ગુજરાતના પ્રદેશની બહુ દૂર નથી પડતા.

## માતા-પિતા

હરિભદ્રનાં માતા-પિતાનુ નામ માત્ર 'કહાવલી'માં મળે છે. માતાનું નામ ગંગા અને પિતાનુ નામ શંકર ભટ્ટ છે.[૧૬] ભટ્ટ શબ્દ જ સૂચવે છે કે તે જ્ઞાતિએ બ્રાહ્મણ છે. ગણધરસાર્ધશતકની સુમતિગણિકૃત વૃત્તિ (રચના સં. ૧૨૯૫)માં તો હરિભદ્રનો બ્રાહ્મણ તરીકે સ્પષ્ટ નિર્દેશ છે જ;[૧૭] જ્યારે પ્રભાવકચરિત્રમાં એમને રાજાના પુરોહિત કહ્યા છે.[૧૮] સાર એ છે કે તે જન્મે બ્રાહ્મણ હતા. જો બ્રહ્મપુરી નામ વિષેની ઉપર સૂચવેલ કલ્પના સાચી હોય તો હરિભદ્ર બ્રાહ્મણ હોવાની માન્યતાને એનાથી વધારે પુષ્ટિ મળે છે. પ્રાચીન

કાળથી એક પ્રથા ચાલી આવે છે કે કોઈ પણ એક જ્ઞાતિના લોકો એક જ વાસમાં રહે. તેથી જ વૈશાલીના બ્રાહ્મણકુંડ, ખત્તિયકુંડ, વાણિજગામ એવાં પરાં જાણીતાં છે, અને જ્યાં બ્રાહ્મણગ્રામ એવો ઉલ્લેખ આવે ત્યાં વિદ્વાનો એને વિષે એવો ખુલાસો કરતા આવ્યા છે કે એ ગામમાં બ્રાહ્મણોનું પ્રાધાન્ય અને ઇતર વર્ગો ગૌણરૂપે રહે છે. આજે પણ ઉદેપુર, જોધપુર, જયપુર જેવાં શહેરોમાં બ્રાહ્મણોની વસતીઓ બ્રહ્મપુરી તરીકે ઓળખાય છે.[૧૯]

## સમય

હરિભદ્રના સમયનો પ્રશ્ન વિવાદાસ્પદ હતો પ્રાચીન ઉલ્લેખો પ્રમાણે મનાતું આવતું કે હરિભદ્ર વીર સંવત ૧૦૫૫ (વિ સં ૫૮૫)મા સ્વર્ગવાસી થયા, પણ આ મુદ્દા પરત્વે છેવટનો નિર્ણય આચાર્ય શ્રી જિનવિજયજીએ એમના તે વિષેના નિબંધમા કરી નાખ્યો છે[૨૦] એ નિર્ણય દરેક ઐતિહાસિકે સ્વીકાર્યો છે તદનુસાર હરિભદ્રનો જીવનકાળ લગભગ વિ. સં. ૭૫૭ થી ૮૨૭ સુધીનો અકાય છે આ નિર્ણય ઉપર આવવાના અનેક પુરાવાઓ પૈકી એક ખાસ ઉલ્લેખનીય પુરાવો ઉદ્દ્યોતનસૂરિ ઉપનામ દાક્ષિણ્યચિહ્નકૃત કુવલયમાલાની પ્રશસ્તિગાથાઓ છે દાક્ષિણ્યચિહ્ન પોતાની કુવલયમાલાની સમાપ્તિનો સમય એક દિવસ ન્યૂન શક સંવત ૭૦૦ અર્થાત્ શક સવત ૭૦૦ની ચૈત્ર કૃષ્ણ ચતુર્દશી નોંધે છે અને તેઓ હરિભદ્રને પોતાના પ્રમાણ—ન્યાયશાસ્ત્રના વિદ્યાગુરુ તરીકે નિર્દેશે છે[૨૧] આ સમય સાથે પૂર્ણપણે મેળ ખાય એવા અનેક ગ્રથ અને ગ્રથકારોના ઉલ્લેખો હરિભદ્રના વિવિધ ગ્રથોમા[૨૨] મળે છે અને તેથી ઉપર નિર્દેશેલ હરિભદ્રનો સત્તાસમય નિર્વિવાદ સિદ્ધ થયો છે

પ્રો કે. વી અભ્યકરે વિંશતિવિંશિકા નામના હરિભદ્રના પ્રાકૃત ગ્રંથની પ્રસ્તાવનામા ઉક્ત નિર્ણય સામે શંકા રજૂ કરી છે, પણ જો તેમણે પ્રો. યાકોબીનો ખુલાસો ધ્યાનથી વિચાર્યો હોત તો એમને

એ શંકા ઉઠાવવાનું કારણ ન રહેત. એમની શંકા એ છે કે શક સંવત ૭૦૦માં એક દિવસ ઓછો એટલે શક સંવત ૭૦૦ના છેલ્લાનો આગનો દિવસ. આ દિવસ ચૈત્ર કૃષ્ણ ચતુર્દશી ન હોય, પણ ફાગણ કૃષ્ણ ચતુર્દશી હોઈ શકે, કેમ કે ફાગણ વદ અમાસે વર્ષ પૂરું થાય છે. આ શંકા ઉચિત તો લાગે છે, પણ એનો ખુલાસો પ્રો. યાકોબીએ પોતાની રીતે બહુ પહેલાં જ કરેલો, જ્યારે કે તેમણે મુનિ શ્રી જિનવિજયજીનો નિર્ણય માન્ય રાખેલો[૨૩]. આમ છતાં અમને એ વિષે વિશેષ ઊહાપોહ કરવો યોગ્ય લાગ્યો. તેથી અમે પ્રાચીન અને અર્વાચીન જ્યોતિષના નિષ્ણાત પ્રાધ્યાપક શ્રી હરિહર ભટ્ટ સમક્ષ એ પ્રશ્ન વિશેષ સ્પષ્ટતા ખાતર મૂક્યો. એમણે યાકોબીના ખુલાસાને ધ્યાનથી વિચાર્યો અને લભ્ય બધાં સાધનોથી ચોકસાઈ કરી તો એમને એમ લાગ્યું કે યાકોબી ધારે છે તેમ તે વખતે બે ચૈત્ર માસ ન હતા, પણ બે વૈશાખ માસ હતા, તેમ છતાં ચૈત્ર કૃષ્ણ ચતુર્દશીનો ઉલ્લેખ તો સાચો જ છે.[૨૪]

શ્રી હરિહરભાઈના ઉપરના ખુલાસાથી અને યાકોબી તેમજ ઐતિહાસિક વિદ્વાન પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી આદિના નિર્વિવાદ સ્વીકારથી હરિભદ્રના સમય વિષે મુનિ શ્રી જિનવિજયજીએ કરેલો નિર્ણય છેવટનો છે એમ માનીને જ આપણે હરિભદ્રના જીવન અને કાર્ય અંગે વિચારવું ઘટે.

### વિદ્યાભ્યાસ

હરિભદ્રે નાની ઉંમરથી વિદ્યાભ્યાસ ક્યાં અને કોની પાસે કર્યો એવો કોઈ નિર્દેશ છે જ નહિ. પણ એમ લાગે છે કે તેઓ જન્મે બ્રાહ્મણ હતા અને બ્રાહ્મણ પરંપરામાં યજ્ઞોપવીત સમયથી જ વિદ્યાભ્યાસનો પ્રારંભ મુખ્ય કર્તવ્ય લેખાતું. તેમણે એ પ્રારંભ પોતાના કુટુંબમાં જ કર્યો હોય કે આસપાસના કોઈ યોગ્ય સ્થાનમાં, પણ એટલું નક્કી લાગે છે કે તેમણે પોતાનો વિદ્યાભ્યાસ પ્રાચીન બ્રાહ્મણ

પરંપરા પ્રમાણે સંસ્કૃત ભાષાથી શરૂ કરેલો. તેમણે કોઈ ને કોઈ બ્રાહ્મણ વિદ્યાગુરુ કે વિદ્યાગુરુઓ પાસેથી વ્યાકરણ, સાહિત્ય, દર્શન અને ધર્મશાસ્ત્ર આદિ સંસ્કૃતપ્રધાન વિદ્યાઓનું પાકે પાયે પરિશીલન કરેલું. સામાન્ય રીતે બનતું આવ્યું છે તેમ હરિભદ્રના જીવનમાં પણ બન્યું. તે એ કે તેમને વિવિધ વિદ્યાઓ અને યૌવનના બળે અભિમાની દેખાય એવો સંકલ્પ કરવા પ્રેર્યા. તેમનો સંકલ્પ એ હતો કે 'જેનું બોલ્યું હું ન સમજું તેનો શિષ્ય થાઉં.' આ અભિમાનસૂચક સંકલ્પે તેમને કોઈ જુદી જ દિશામાં ધકેલ્યા.

બન્યું એમ કે એકવાર તેઓ ચિતોડમાં રસ્તેથી પસાર થતા હતા અને વચ્ચે ઉપાશ્રયમાંથી એક સાધ્વી દ્વારા બોલાતી ગાથા એમના કાને પડી.[૨૫] ગાથા પ્રાકૃતભાષામાં અને તે પણ ટૂંકમાં સંકેતપૂર્ણ હતી, એટલે એનો મર્મ તેમના ધ્યાનમાં ન આવ્યો. પણ હરિભદ્ર મૂળે જિજ્ઞાસાની મૂર્તિ. એટલે તે સાધ્વી પાસે પહોંચ્યા અને તેનો અર્થ જાણવા ઇચ્છા દર્શાવી. સાધ્વીજીએ તેમનો પોતાના ગુરુ જિનદત્તસૂરિ સાથે પરિચય કરાવ્યો. સૂરિજીએ હરિભદ્રને સંતોષ થાય એ રીતે વાત કરી છેવટે કહ્યું કે જો પ્રાકૃત શાસ્ત્ર અને જૈન પરંપરાનો પૂરેપૂરો અને પ્રામાણિક અભ્યાસ કરવો હોય તો તે માટે જૈન દીક્ષા આવશ્યક છે. હરિભદ્ર ઉત્કટ જિજ્ઞાસુ, સ્વભાવે તદ્દન સરળ અને સ્વપ્રતિજ્ઞામાં દૃઢ. એટલે તેમણે સૂરિજી પાસે જૈન દીક્ષા સ્વીકારી અને સાથે જ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા પોતાને એ સાધ્વીજીના ધર્મપુત્ર તરીકે જાહેર કર્યા.[૨૬] સાધ્વીજીનું નામ યાકિની હતું. કોઈ પણ પુરુષ એ તો પુરુષ પાસે જ દીક્ષા લે, એટલે તેમણે જૈની દીક્ષા જિનદત્તસૂરિ પાસે લીધી. પણ પેલી મહત્તરા યાકિની સાધ્વીનું ધર્મ-ઋણ ચૂકવવા તેમણે પોતાને 'धर्मतो याकिनीमहत्तरासूनु'[૨૭] તરીકે ઓળખાવવામાં ગૌરવ અનુભવ્યું.

અહીંથી હરિભદ્રનો વિદ્યાવિષયક બીજો યુગ શરૂ થાય છે. તેઓ પ્રાપ્ય એટલી સંસ્કૃતપ્રધાન વિદ્યાઓમાં તો નિષ્ણાત હતા જ, પણ

પ્રાકૃત આદિ ઇતર ભાષાપ્રધાન વિદ્યાઓથી છેક અપરિચિત હતા. જૈન દીક્ષા સ્વીકારી અને તેમણે પ્રાકૃત ભાષા તેમજ તેમાં લખાયેલ અને સુલભ એવાં જૈન પરંપરાનાં અનેકવિધ શાસ્ત્રોનું પારદર્શી અવગાહન કરી લીધુ આ રીતે એમણે પોતાના જીવનમા બ્રાહ્મણ અને શ્રમણ પરંપરાની વિદ્યાઓને એકરસ કરી. જો તેઓ સંસ્કૃત ભાષા અને તેમાં નિબદ્ધ વિવિધ વિદ્યાઓના પારગામી ન હોત તો તેમને જૈન પરંપરાના પ્રાકૃતપ્રધાન વિવિધ વિષયોનુ ટૂંકા સમયમાં એવુ પારદર્શી જ્ઞાન ભાગ્યે જ થાત કે જેને લીધે તેમણે જૈન પરંપરાના મહત્ત્વના ગણાય એવા કેટલાક આગમ ગ્રંથો ઉપર સસ્કૃત ટીકા૨૮ લખી અને પ્રાકૃત ભાષામાં વિવિધ પ્રકારનુ પુષ્કળ સાહિત્ય પણ રચ્યુ ૨૯

હરિભદ્રે પોતાના માતા, પિતા કે વંશ આદિનો કોઈ ઠેકાણે ઉલ્લેખ કર્યો નથી. જ્યારે તેઓએ પોતે પોતાની જાતને યાકિનીમહત્તરાના પુત્રરૂપે અને તે પણ ધર્મપુત્રરૂપે ઓળખાવી ત્યારે એ તેમના ટૂંકા વિશેષણમાથી કોઈ વિશિષ્ટ અર્થ ફલિત થતો મને ભાસે છે. મારી દૃષ્ટિએ તે અર્થ એ છે કે અજ્ઞાત સમયથી જાતિ અને ધર્મગત મિથ્યા અભિનિવેશને લીધે બ્રાહ્મણ અને શ્રમણ પરંપરા વચ્ચે જે એક પ્રકારની ખાઈ ચાલી આવતી તે યાકિની મહત્તરાના પરિચય દ્વારા હરિભદ્રના જીવનમા પુરાઈ આ ઘટનાનો તેમના જીવનમા એટલો બધો પ્રભાવ પડ્યો લાગે છે કે તે પોતાના જન્મદાતા માતા-પિતાને યાદ નથી કરતા, પણ એ મહત્તરાને ધર્મમાતા તરીકે ઉલ્લેખવામા ગૌરવ લેખે છે સામાન્ય રીતે જૈન સાધુ પોતાના વિદ્યા કે દીક્ષાગુરુ આદિને સ્મરે છે, પણ ભાગ્યે જ એવો કોઈ સાધુ કે આચાર્ય હશે કે જેણે કોઈ સાધ્વીનુ સ્મરણ કર્યું હોય ત્યારે હરિભદ્ર એક ટૂંકા વિશેષણમા યાકિની દ્વારા પોતાના જીવનમા થયેલ મહાન ફેરફારની સૂચના કરે છે અને પોતાને ધર્મપુત્ર કહી એ સાધ્વી પ્રત્યે જન્મદાત્રી માતા કરતા પણ જાણે વિશેષ બહુમાન દાખવતા લાગે છે એમના મનમા એમ વસ્યુ હોવુ જોઈએ કે જો આ સાધ્વીનો પરિચય થયો ન હોત તો હૂં

## ભવવિરહ

હરિભદ્રના ઉપનામ તરીકે બીજું એક વિશેષણ પ્રસિદ્ધ છે અને તે છે 'भवविरह.'[30] એમણે પોતે જ પોતાની કેટલીક રચનાઓમાં 'ભવવિરહના ઇચ્છનાર' તરીકે પોતાને નિર્દેશ્યા છે. આ 'ભવવિરહ' પાછળ શો સંકેત રહેલો છે તે તેમણે પોતે ક્યાંય નોંધ્યો હોય તેમ જણાતું નથી, પણ તેમનું જીવન આલેખતા અનેક ગ્રંથોમાં તે વિષે ખુલાસો કરવામાં આવ્યો છે. એમાં વધારે જૂનો કહાવલીનો ઉલ્લેખ હોવાથી તેને આધારે એનો અર્થ અહીં જાણવો આવશ્યક છે.

'ભવવિરહ' શબ્દ પાછળ મુખ્ય ત્રણ ઘટનાઓનો સંકેત છે: (૧) ધર્મ સ્વીકારવાનો પ્રસંગ,[31] (૨) શિષ્યોના વિયોગનો પ્રસંગ,[32] અને (૩) યાચકોને અપાતા આશીર્વાદનો અને તેમના દ્વારા બોલાતા જય જયકારનો પ્રસંગ.[33] આ ત્રણેય પ્રસંગોને હવે સંક્ષેપમાં સમજી લઈએ.

(૧) યાકિની મહત્તરા જ્યારે હરિભદ્રને પોતાના ગુરુ જિનદત્ત પાસે લઈ ગયાં અને સૂરિજીએ હરિભદ્રને પ્રાકૃત ગાથાનો અર્થ કહ્યો, ત્યાર બાદ સૂરિજીએ હરિભદ્રને યાકિનીના ધર્મપુત્ર થવા સૂચના

કરી. હરિભદ્રે સૂરિજીને પૂછ્યું કે ધર્મ એટલે શું અને તેનું ફળ શું? સૂરિજીએ કહ્યું કે સકામ અને નિષ્કામ એમ બે ધર્મ છે. તેમાંથી નિષ્કામ ધર્મનું ફળ તો ભવનો–સંસારનો વિરહ એટલે મોક્ષ છે, જ્યારે સકામ ધર્મનું ફળ સ્વર્ગાદિ છે. હરિભદ્રે કહ્યું કે 'હું તો ભવવિરહમોક્ષ જ પસંદ કરું છું.' આથી તેમણે પ્રવ્રજ્યા લેવાનું સ્વીકાર્યું અને જિનદત્તસૂરિ પાસે જૈની પ્રવ્રજ્યા લીધી. મોક્ષના ઉદ્દેશથી જ પ્રવ્રજ્યા ભણી વળ્યા તેથી એમનો મુદ્રાલેખ 'ભવવિરહ' બની ગયો.

(૨) ચિતોડમાં જ બૌદ્ધ પરંપરાનો પણ વિશિષ્ટ પ્રભાવ હતો. એ પરંપરાનો અભ્યાસ કરવા ગયેલા પોતાના જિનભદ્ર અને વીરભદ્ર એ બે શિષ્યોનું ધર્મદ્વેષને પરિણામે મૃત્યુ થયું. આથી હરિભદ્ર ઉદ્વિગ્ન થયા, પણ શિષ્યોની પેઠે ગ્રંથો પણ એક મહાન ધર્મવારસો છે એમ સમજી હરિભદ્ર ગ્રંથરચનામાં વિશેષ ઉદ્યુક્ત થયા. એમનો જે દીક્ષાકાલીન 'ભવવિરહ' મુદ્રાલેખ હતો તે તેમના મનમાં રમી જ રહ્યો હતો અને એ શિષ્યોના મૃત્યુથી થયેલ આઘાત પણ મન ઉપર હતો. આ આઘાતને શમાવવાનું બળ તેમને પોતાના મુદ્રાલેખમાંથી મળી ગયું. તેમને લાગ્યું કે સંસાર તો અસ્થિર જ છે. એમાં ઇષ્ટનો વિયોગ એ કોઈ અસ્વાભાવિક ઘટના નથી; એટલે એ વિયોગ માટે અનુતાપ કરવો તે કરતાં ભવવિરહ–મોક્ષધર્મને ઉદ્દેશી ગ્રંથરચનામાં એકાગ્ર થઈ જવું એ જ કર્તવ્ય છે. આ રીતે તેમણે પોતાના 'ભવ-વિરહ' મુદ્રાલેખમાંથી આશ્વાસન મેળવ્યું અને શિષ્યોના વિરહજન્ય શોકને શમાવ્યો. એ ઘટનાનુ સ્મરણ તેમણે 'ભવવિરહ' શબ્દમાં સાચવી રાખ્યું.

(૩) ત્રીજો પ્રસગ એવો છે કે જ્યારે કોઈ ભક્ત સૂરિને દર્શને આવતો ત્યારે સૂરિ તેને, આજે જેમ આશીર્વાદરૂપે 'ધર્મલાભ' ઉચ્ચારાય છે તેમ, 'ભવવિરહ'નો આશીર્વાદ આપતા. સામેથી આશીર્વાદ પામનાર ભક્ત 'ભવવિરહસૂરિ ઘણુ જીવો' એમ પણ

બોલતો. આ વિષેની જે ખાસ ઘટના 'કહાવલી'માં છે તે જાણવા જેવી છે. લલ્લિગ નામનો વ્યાપારી ગૃહસ્થ હરિભદ્ર પ્રત્યે અનન્ય આદર ધરાવતો હતો. તે મૂળે તો દરિદ્ર હતો, પણ ક્રમે સંપન્ન થતાં તેણે પોતાની સંપત્તિ છૂટે હાથે વાપરવા માંડેલી. તે રોજ મુનિઓની ભિક્ષાવેળાએ શંખ વગડાવતો અને જે કોઈ ભૂખ્યું આવે તેને જમાડતો. તેના મનમાં એમ વસેલું હોવું જોઈએ કે ત્યાગી ગુરુને ભિક્ષા આપવી એ તો કર્તવ્ય છે જ, પણ ગામના ગોંદરેથી કોઈ પણ ભૂખ્યું ન જાય એ જોવાનો પણ ગૃહસ્થધર્મ છે. આ આતિથ્યપરંપરા આજે કપરા સમયમાં પણ થોડીઘણી સચવાયેલી તો છે જ. ધર્મશાળા, સદાવ્રત આદિ જગ્યાઓમાં સદાવ્રતની જે પરંપરા સચવાઈ રહી છે તે પૂર્વકાલીન આતિથ્યધર્મનું પ્રતીક છે. લલ્લિગ આ ધર્મમાં વિશેષ રસ લેતો હોવો જોઈએ. એની ભોજનશાળામાં જમ્યા પછી તે આગંતુકો હરિભદ્રસૂરિને નમસ્કાર કરવા પણ જતા. સૂરિ તેમને 'ભવવિરહ પામો', 'તમારો મોક્ષ થાઓ' એવો આશીર્વાદ આપતા. આગંતુકો સૂરિજીને 'ભવવિરહસૂરિ ઘણું જીવો' એમ કહી વિદાય થઈ જતા. આ પ્રસંગથી પણ એમનું ઉપનામ 'ભવવિરહ' વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યું જણાય છે.

અહીં લલ્લિગનો હરિભદ્રસૂરિના ભક્ત લેખે જે ઉલ્લેખ કર્યો છે તેનો ખાસ અર્થ પણ છે. તે અર્થ એ છે કે લલ્લિગે હરિભદ્રસૂરિને ગ્રંથરચનામાં ઘણી મોટી મદદ કરેલી. સૂરિજી રાત અને દિવસ પોતાની તમામ શક્તિ વિવિધ ગ્રંથોની રચનામાં ખરચતા જણાય છે. તેઓ રાત્રિએ પણ લખતા. પરંતુ તે કાળે કાંઈ કાગળ જેવાં આધુનિક સાધનો ન હતાં. પ્રથમ લખાણ પાટી અને ભીંત ઉપર કરી લેવામાં આવતું. એ લખાણ છેલ્લું રૂપ પામે ત્યારે જ પાછળથી તાડપત્ર આદિ ઉપર લેખકો ઉતારી લેતા. હરિભદ્ર જૈન સાધુ. રાત્રે લખવું હોય તો તેમને દીવા આદિની સગવડ તો સાધુધર્મ લેખે સુલભ જ ન હતી, પણ લલ્લિગે, પ્રાપ્ય ઉલ્લેખ પ્રમાણે, એક પ્રકાશ-

વાન હીરો સૂરિજી પાસે ઉપાશ્રયમાં રાખેલો.[૩૪] ખરી રીતે તે હીરો હશે કે બીજું કાંઈક, પણ એ પ્રકાશ આપે અને દીવાની ગરજ સારે એવી કોઈ નિર્દોષ વસ્તુ હોવી જોઈએ. સૂરિજી એ પ્રકાશનો લાભ લઈ ભીંત અને પાટી ઉપર પ્રાથમિક ખરડો કરી લેતા. તે કામમાં લલ્લિગે જે સગવડ કરી આપી અને હરિભદ્રે તેનો જે અસાધારણ ઉપયોગ કર્યો, તે ઉત્તરકાલીન હેમચંદ્રસૂરિ અને સિદ્ધરાજ તેમજ કુમારપાળના સંબંધની યાદ આપે છે.[૩૫]

સૂરિજી આ રીતે નાનામોટા ગ્રંથો રચતા અને તેને અંતે 'ભવવિરહ' પદ ગોઠવતા. કહાવલીકાર વગેરેએ લલ્લિગનો આ વૃત્તાન્ત નોંધી રાખ્યો ન હોત તો હરિભદ્રની ગ્રંથરચનાનું તપ કેવું હતું તેની આપણને જાણ પણ ન થાત અને લલ્લિગ સાધુઓની પેઠે બીજા યાચકોને સંતોષી આતિથ્યધર્મની પ્રાચીન પરંપરાને કેવી રીતે પોષતો એની પણ આપણને જાણ ન થાત.

### પોરવાડ જ્ઞાતિની સ્થાપના

હરિભદ્રે મેવાડમાં પોરવાડ વંશની સ્થાપના કરી અને તેમને જૈન પરંપરામાં દાખલ કર્યો, એવી અનુશ્રુતિ જ્ઞાતિઓના વંશવૃત્ત લખનારાઓએ સાચવી રાખી છે.[૩૬]

## વ્યાખ્યાન બીજું

**[ દર્શનો અને યોગનાં સંભવિત ઉદ્‌ભવસ્થાનો; તેનો પ્રસાર; ગુજરાત સાથે તેનો સંબંધ અને તેના વિકાસમાં હરિભદ્રનું સ્થાન ]**

આમા સમાવેશ પામતા ચાર મુદ્દાઓનો ક્રમે ક્રમે વિચાર કરીશુ પહેલો મુદ્દો છે દર્શનો અને યોગના સભવિત ઉદ્‌ભવસ્થાનોનો ઉદ્‌ભવસ્થાનોને લગતો પ્રશ્ન આપણને અજ્ઞાત ભૂતકાળ સુધી લઈ જાય છે તેથી એનો કોઈ નિર્વિવાદ અને અંતિમ ઉત્તર આપવાનુ કામ ગમે તેવા સમર્થ અભ્યાસીને માટે પણ સરલ નથી વળી આનો ઉત્તર વિચારવા અને મેળવવા સામે સામ્પ્રદાયિક વૃત્તિ પણ કઈક આડે આવે છે સામાન્ય રીતે માનવ માનસ પર પરાથી એવુ ઘડાતું આવ્યુ છે કે તે પોતાને વારસામા મળેલી સાસ્કૃતિક અને ધાર્મિક ભાવનાને બીજાઓની એવી ભાવના કરતા વિશેષ ચડિયાતી અને વિશેષ પવિત્ર માનવા તરફ વળે છે, અને તેને પરિણામે તે પોતાની એવી વારસાગત સાસ્કૃતિક અને ધાર્મિક ભાવનાને બને તે રીતે પ્રાચીનતમ અને એકમાત્ર મૌલિક માનવાનો આગ્રહ સેવે છે ભારતીય ધર્મપર પરાઓના દાખલાથી એ હકીકત સ્પષ્ટ કરવી હોય તો આપણે અહી ત્રણ વાદોનો ઉલ્લેખ કરી શકીએ મીમાસકનો વેદ સબધી અપૌરુષેયત્વવાદ, ન્યાય વૈશેષિક જેવા દર્શનોનો ઈશ્વરપ્રણીતત્વવાદ અને આજીવક તથા જૈન જેવી પર પરાઓનો સર્વજ્ઞપ્રણીતત્વવાદ આ વાદો મૂળે તો એવી ભાવના માથી જન્મ્યા અને વિકસ્યા છે કે તે તે પરપરાના શાસ્ત્રો અને તેમાની દાર્શનિક અને યોગ પરપરા એ તેમની પોતાની આગવી છે અને તેમા જે કાઈ છે તે કા તો અનાદિ અને સનાતન છે,

કા તો ઈશ્વરકથિત હોઈ તેમા માનવીય બુદ્ધિનો સ્વતંત્ર ફાળો નથી અને કા તો સર્વજ્ઞપ્રણીત હોઈ તે એક સંપૂર્ણ વ્યક્તિના પુરુષાર્થનુ જ પરિણામ છે પોતપોતાની ધર્મપરંપરા પ્રત્યે માણસનુ મન અસાધારણ આદર સેવે, તેના પ્રત્યે સહજ પવિત્રતાની શ્રદ્ધા પોષે ત્યા લગી તો એ વાદો સત્યશોધનમા બહુ આડે નથી આવતા, પણ જ્યારે જિજ્ઞાસુ સંશોધક વ્યક્તિ વસ્તુસ્થિતિ જાણવા ઇચ્છે અને પ્રયત્ન કરે છે ત્યારે એ વાદો બહુ મોટુ વિઘ્ન ઊભુ કરે છે સાધારણ અનુયાયીવર્ગ પોતપોતાની ધર્મપરંપરાને સાવ આગવી માને અને બીજી પરંપરાઓ પાસેથી યા બીજાં માનવ જૂથ પાસેથી કાઈ પણ નવુ પોતાની પરંપરામાં આવ્યાનુ નકારે ત્યારે સત્યની દૃષ્ટિ અવરાય છે તેથી સભવિત ઉદ્‌ભવસ્થાનોના પ્રશ્નને લગતી વિચારણામા આપણે એ વાદોને એક બાજુએ જ રાખવા પડશે, જોકે એ વાદોની આસપાસ સૂક્ષ્મ તાર્કિક અનુમાનો અને બીજી રસપ્રદ બૌદ્ધિક સામગ્રી ભારતીય દાર્શનિક સાહિત્યમા એટલા મોટા પ્રમાણમા સંચિત થઈ છે કે તે જોતા અને વિચારતા દરેક પક્ષકારના બુદ્ધિવૈભવ પ્રત્યે અને પોતપોતાના સપ્રદાયને અનન્ય ભાવે ભજવાની વૃત્તિ પ્રત્યે માન ઊપજ્યા વિના રહેતું નથી

ઉપર સૂચવેલ અપૌરુષેયત્વ આદિ વાદો પ્રસ્તુત પ્રશ્નનો ઉત્તર વિચારવાની આડે આવે છે ખરા, છતા પ્રાચીન સમયમા પણ એક તત્ત્વચિંતક અને સ્વતંત્ર પરંપરાના પુરસ્કર્તા તથાગત સુગતનુ વચન ઉક્ત વાદોથી જુદુ પડતુ મળી આવે છે તથાગતે પોતાના દાર્શનિક અને યોગને લગતા સિદ્ધાંતો વિષે પોતાના શિષ્યો સમક્ષ શ્રીમુખે એવુ કહ્યાનુ નોધાયેલુ મળે છે કે હું જે કહું છુ તે નથી અપૌરુષેય, નથી ઈશ્વરપ્રણીત કે નથી સર્વજ્ઞપ્રણીત હુ તો માત્ર એક ધર્મજ્ઞ છુ જે ધર્મ તમને સમજાવુ છુ તે જાણવા પૂરતી જ મારી મર્યાદા છે એ ધર્મવિષયક અનુભવથી વધારે જાણવાનો કે કહેવાનો મારો દાવો નથી તેથી તમે મારા કથનને તર્કથી અને સ્વાનુભવથી તપાસો-કસો,

મેં કહ્યું છે, માત્ર તેટલા ખાતર તેને ન માનો.[1] બુદ્ધનું આ વલણ આપણને અત્રે સ્વતંત્ર રીતે વિચાર કરવાની દિશામાં પ્રોત્સાહક થઈ પડે તેવું છે. એ ખરું કે સંપ્રદાય સ્થપાતાં બુદ્ધના શિષ્યોએ પણ ક્રમે ક્રમે બુદ્ધને સર્વજ્ઞ બનાવી દીધા[2] અને તેમના વિચાર-આચાર જાણે સ્વતઃપૂર્ણ હોય એવી શ્રદ્ધા પરંપરામાં નિર્માણ કરી.

બુદ્ધ પૂર્ણ શ્રદ્ધાળુ છતાં તર્કપ્રધાન હતા; એટલે જે જે વસ્તુ બુદ્ધિ અને તર્કની કસોટીએ પાર ઊતરી ન શકે, એવી વસ્તુઓને તે બાજુએ મૂકતા. આ તેમનું વલણ આજે તો અનેકગણું વિકસ્યું છે. જ્યારથી વિજ્ઞાને એની કળાઓ અને પાંખો વિકસાવી અને પ્રસારી અને એ સાથે ઇતિહાસ અને તુલનાદૃષ્ટિ ખીલી ત્યારથી સંશોધનના અનેક નવા નવા પ્રકારો અને માર્ગો અસ્તિત્વમાં આવ્યા છે. પુરાતત્ત્વીય અવશેષો, માનવવંશવિદ્યા, માનવજાતિશાસ્ત્ર, માનવજાતિ અને તેની સંસ્કૃતિનું શાસ્ત્ર અને ભાષાશાસ્ત્ર જેવાં ક્ષેત્રો એટલાં બધાં ખેડાયાં છે અને ખેડાતાં જાય છે કે તે દ્વારા મળતી પ્રત્યક્ષ વિગતો ઉપરથી જે જે અનુમાનો તારવવા અને બાંધવામાં આવે છે, તેમાંનાં મોટાભાગનાં અનુમાનો વિદ્વાનોમાં સર્વસંમત જેવાં થઈ ગયાં છે. તેથી એવાં અનુમાનોની અવગણના કરી ઉપર સૂચવેલ પ્રાચીન વાદોની કલ્પનાસૃષ્ટિ પર સર્વથા નિર્ભર રહેવાનું આ યુગમાં હવે શક્ય જ નથી. આ દૃષ્ટિએ જ્યારે વૈજ્ઞાનિક પદ્ધતિને અનુસરતા ઇતિહાસનું અવલંબન લઈ વિચારીએ છીએ ત્યારે દર્શનોની અને યોગની પરંપરાનાં સંભવિત ઉદ્ભવસ્થાનોની બાબતમાં કાંઈક અસ્પષ્ટ છતાં સાચો પ્રકાશ લાધે છે.

આ ભારતવર્ષ લાંબા સમયથી આર્યદેશ તથા હિંદદેશ તરીકે વિખ્યાત છે, પણ એને 'આર્ય' અને 'હિંદ'નું માનાર્હ તેમજ વ્યાપક પદ મેળવવામાં અનેક સદસ્ વર્ણોની રાસાયનિક પ્રક્રિયામાંથી પસાર થવું પડ્યું છે. આર્યવર્ગ—જેનો વેદ સાથે નિકટનો સંબંધ હતો

તે વર્ગ—મૂળે આ દેશનો જ હતો કે બહારથી આ દેશમાં આવીને વસ્યો એ પ્રશ્ન વિષે મતભેદ પ્રવર્તે છે, પણ બહુમત અને ઘણી નક્કર હકીકતો બહારથી આવી વસ્યાની તરફેણ કરે છે;[3] જ્યાં આ સ્થળે એ પ્રશ્નને બાજુએ મૂકીને જ વિચારવું ઠીક છે. વૈદિક આર્યો મૂળે અહીંના હોય કે બહારથી આવ્યા હોય, ગમે તે માનીએ, પણ એક વાત નિશ્ચિત છે કે મૂળે એ આર્યવર્ગ બહુ નાનો હતો અને પશ્ચિમોત્તર પ્રદેશના અમુક ભાગમાં જ વસેલો. એ વર્ગ સિવાયની અનેક પ્રજાઓ આ દેશમાં હતી અને બહારથી આવી વસેલી, જે ઇતિહાસક્રમમાં આર્યવર્ગ પહેલાંની-પૂર્વવર્તી હતી. એવી પ્રજાઓના જુદા જુદા નામે ઉલ્લેખો વૈદિક વાઙ્મયમાં મળે છે,[4] અને તે પ્રજાઓને વૈદિક આર્યો આર્યેતર તરીકે જ લેખે છે.[5] આવી પ્રાચીનતર અને પ્રાચીનતમ પ્રજાઓમાં નેગ્રીટો, ઑસ્ટ્રિક, દ્રાવિડ અને મોંગોલ એ મુખ્ય છે. ઑસ્ટ્રિકો નિષાદ નામથી, દ્રાવિડો દાસ-દસ્યુ નામથી અને મોંગોલો કિરાત નામથી વ્યવહૃત થયા છે.[6] આર્યવર્ગ નાનો હતો, જ્યારે આ પૂર્વવર્તી પ્રજાઓ પ્રમાણમાં વધારે અને વિશાળ પ્રદેશ ઉપર પથરાયેલી હતી. પૂર્વવર્તી પ્રજાઓનું અંદરોઅંદર રક્તમિશ્રણ અને સાંસ્કૃતિક મિશ્રણ થતું હશે એમાં શંકા નથી, છતાં વૈદિક આર્યોના આગમન કે સ્થિર નિવાસ અને ફેલાવા સાથે એ મિશ્રણ વિશેષ વેગીલુ બન્યું.[7] આ મિશ્રણનાં અનેક પાસાં છે. ભાષા, રક્તસંબંધ, સંસ્કૃતિ અને ધર્મ—એ બધા ક્ષેત્રોમાં મિશ્રણને પરિણામે એક બેનમૂન રસાયન સર્જાયું છે, જે આજની ભારતીય કે હિન્દી પ્રજામાં દૃષ્ટિગોચર થાય છે. વૈદિક આર્યોની કવિભાષા કે શિષ્ટ ભાષા સંસ્કૃત હતી. એનું બીજું રૂપ તત્કાલીન પ્રાકૃત. પણ આ ભાષાએ પૂર્વવર્તી પ્રજાઓની બધી જ ભાષાઓનું સ્થાન લીધું. એ સ્થાન લેવામાં તેણે પૂર્વવર્તી જુદી જુદી ભાષાઓના અનેક તત્ત્વો સ્વીકારી લીધાં અને પોતાના કલેવરને એટલું બધું શક્તિશાળી બનાવ્યું કે છેવટે બીજી ભાષાઓ એ સંસ્કૃત કે તદ્ભવ કે તત્સમ પ્રાકૃતના

પ્રભાવમાં અને પ્રવાહમાં એકરસ થઈ ગઈ યા સમાઈ ગઈ. આર્યવર્ગે સાધેલી ભાષાઓના સંસ્કૃતીકરણની આ પ્રથમ સિદ્ધિ.[૮]

પણ ભાષાઓના પરસ્પર સંક્રમણની સાથે જ રક્તમિશ્રણ ચાલતું તે સાથે જ સામાજિક અને સાંસ્કૃતિક જીવન પણ પરસ્પરના મિશ્રણના ધોરણે ઘડાતું ગયું.[૯] જે આર્યેતર પ્રજાઓ જમાના જૂની હતી તે પોતાના અનેક સામાજિક રીતરિવાજો સાથે તેમજ સાંસ્કૃતિક અંગો સાથે આર્યવર્ગના વર્તુલમાં દાખલ થતી ગઈ. પરિણામે 'આર્ય' શબ્દ, જે પ્રથમ એક નાના વર્ગ પૂરતો હતો તે, હવે એક વિશાળ સમાજને સ્પર્શતો બની ગયો અને તેમાં વર્ણ—રંગ, જન્મ, કર્મ અને ગુણ આદિને આધારે ચાતુર્વર્ણ્ય ગોઠવાયું, જેનો પથરાટ દેશવ્યાપી બની ગયો. આ થઈ આર્યીકરણની પ્રક્રિયા. એમાં 'આર્ય' પદ વર્ગવાચી મટી ઉદાત્ત ગુણકર્મસૂચક બની ગયું.[૧૦]

આર્યીકરણની પ્રક્રિયા શરૂ થઈ ત્યારથી જ ધર્મ અને તત્ત્વજ્ઞાનની પરસ્પર સંક્રાન્તિ પણ શરૂ થઈ જ ગઈ હતી. આર્યેતર પ્રજાઓનો ધાર્મિક અને તાત્ત્વિક સંસ્કાર આર્યવર્ગના એ સંસ્કારથી બહુ જુદો હતો. આર્યો મુખ્યપણે પ્રકૃતિની વિવિધ શક્તિઓ કે એનાં વિવિધ પાસાંઓને આકાશીય યા સ્વર્ગીય દેવરૂપે ભજતા યા એક ગૂઢ શક્તિના વિવિધ પ્રાકૃતિક આવિર્ભાવોરૂપે સ્તવતા. એમનું સ્તવન જ્યારે યજન યા યજ્ઞવિધિમાં પરિણમ્યું ત્યારે એ વિધિમાં અગ્નિકલ્પ મુખ્ય હતો. અગ્નિમાં મંત્રપૂર્વક આહુતિઓ આપવી અને અધિષ્ઠાયક દેવોને પ્રસન્ન કરવા એ ધર્મ મુખ્યપણે આર્યવર્ગે વિકસાવ્યો;[૧૧] જ્યારે આર્યેતર પ્રજાઓમાંથી દ્રાવિડ જેવી પ્રજાઓનું ધાર્મિક વલણ સાવ જુદું હતું. તેઓ સ્વર્ગીય નહિ, પણ ભૂમિવાસી પ્રાણીઓ, પશુઓ, મનુષ્યો અને પશુ મનુષ્યની મિશ્રિત આકૃતિઓવાળા સત્ત્વોને અવતારરૂપે પૂજતા; અને એ પૂજા માટી, પથ્થર, લાકડું, ધાતુ આદિની પ્રતીમા તેમજ ચિત્ર અને ઇતર પ્રતિકૃતિઓ દ્વારા કરતા, જે મૂર્તિપૂજાનું ખાસ સ્વરૂપ છે.[૧૨] આર્યવર્તુળમાં આવી મૂર્તિપૂજા

નથી જણાતી. આર્યવર્તુળમાં યજ્ઞમાં દમ્પતીની જોડાતાં, પણ યજ્ઞનો વિધિ વિશિષ્ટ પુરુષ-પુરોહિત સિવાય કોઈ કરાવી શકતું નહિ. અસમર્થ, દાન દક્ષિણા દ્વારા એ યજ્ઞ કરાવનાર બીજો વર્ગ ભલે હોય, પણ મંત્રોચ્ચાર અને ઇતર વિધિ તો વિશિષ્ટ પુરુષ-પુરોહિતનો જ અધિકાર હતો, જ્યારે આર્યેતર પ્રજાઓના ધર્મમાં પ્રચલિત પૂજાઓમાં સ્ત્રી પુરુષ નાનું મોટું કે ગમે તે ચડતા ઊતરતા અધિકાર ધરાવનાર વ્યક્તિ સમાનપણે ભાગ લઈ શકતા. આર્યના યજ્ઞોમાં ઇતર દ્રવ્યો સાથે માંસની આહુતિ અપાતી, ત્યારે આર્યેતર ધર્મોની પૂજામાં, આજે જેમ મૂર્તિ સામે નિવેદ ધરાય છે તેમ, પત્ર, પુષ્પ, ફળ, જળ અને દીપક આદિનો ઉપયોગ થતો. આર્ય યજ્ઞવિધિ અત્યન્ત જટિલ, તો આર્યેતર પૂજા સાવ સરળ અને સાદી. આમ આર્ય અને આર્યેતર પ્રજાઓના પ્રાચીન ધર્મોમાં બહુ મોટું અન્તર હતું.[૧૩]

એ જ રીતે એમના તત્ત્વજ્ઞાનમાં પણ ખાસ અન્તર જણાય છે. આર્યવર્તુળનું તત્ત્વજ્ઞાન 'બ્રહ્મ' શબ્દના વિવિધ અર્થોના વિકાસ સાથે સંકળાય છે, જ્યારે આર્યેતર પ્રજાઓનું તત્ત્વજ્ઞાન 'સમ' પદના વિવિધ પાસાઓ સાથે ગોઠવાતું દેખાય છે.[૧૪]

અસાધારણ કવિત્વની પ્રતિભા ધરાવનાર અને નવનવા વિચાર આચારોને પચાવનાર બ્રાહ્મણ પુરોહિતવર્ગે 'બ્રહ્મ' પદનો છેવટે એ અર્થ વિકસાવ્યો અને સ્થાપિત કર્યો કે બ્રહ્મ એટલે વિશ્વગત વિવિધ ભેદસૃષ્ટિઓનું પ્રભવસ્થાન.[૧૫] બીજી બાજુ 'સમ'ના ઉપાસકો અને અસાધારણ સાધકો વ્યાવહારિક જીવનના બધા જ પાસાઓમાં સમત્વ યા સમભાવ ખીલવવાની સાધના કર્યે જ જતા હતા.[૧૬] એને લીધે સામાજિક અને આધ્યાત્મિક જીવનમાં સમત્વનો અર્થ બહુ જ સૂક્ષ્મ ભૂમિકા સુધી વિકસ્યો. સમત્વની સાધના પણ ભેદસૃષ્ટિની ભૂમિકા ઉપર જ ચાલતી, પણ એ અદ્વૈતમાં ન પરિણમતાં આત્મૌપમ્યમાં[૧૭] પરિણમી. આ સાધના એ જ યોગ પરંપરાનો મૂળ પાયો.

ભારતમા દર્શન અને યોગ એ બન્નેનો સાવ છૂટો વિકાસ થયો દેખાતો નથી દાર્શનિક તત્ત્વચિન્તન હોય ત્યા યોગના કોઈ ને કોઈ અગોનો ઓછોવધતો સબધ રહેતો જ, અને યોગની સાધના હોય ત્યા કોઈ ને કોઈ પ્રકારના તત્ત્વચિન્તનનો આધાર રહેતો જ બ્રહ્મ તત્ત્વનુ ચિન્તન અને સમત્વની સાધના એ બેના કાળકૂના ઓછાવધતા સબધને પરિણામે ધીરે ધીરે એ બન્ને એવા એકરસ થઈ ગયા કે બ્રહ્મવાદી પોતાને સમવાદી અને સમવાદી પોતાને બ્રહ્મવાદી કહેવા લાગ્યો ૧૮ બ્રાહ્મણ એ સમન અને સમન એ બ્રાહ્મણ તરીકે ઓળખાયો ૧૮ દર્શન અને યોગ પરમ્પરાની આ લાબી વિકાસ પ્રક્રિયાને પરિણામે જે મૂળભૂત સિદ્ધાન્તો સ્થિર થયા છે અને જે ભારતીય કોઈ પણ પરમ્પરામા એક યા બીજે રૂપે અસ્તિત્વ ધરાવે છે અને જેને લીધે ભારતની સસ્કૃતિ ઇતર દેશોની સસ્કૃતિથી કઈક જુદી પડે છે તે સિદ્ધાન્તો સક્ષેપમા આ રહ્યા

(૧) સ્વતત્ર આત્મતત્ત્વનુ અસ્તિત્વ

(૨) પુનર્જન્મ અને તેના કારણ તરીકે કર્મવાદનો સ્વીકાર

(૩) કર્મને લીધે જીવન નિયતરૂપે ઘડાવાની અને નિયતમાર્ગે વહેવાની માન્યતા છતા તેમા પૌરુષ યા બુદ્ધિપ્રયત્ન દ્વારા સ્વતત્ર વિકાસની શકયતા

આ સિદ્ધાન્તો તત્ત્વજ્ઞાનસ્પર્શી છે યોગસ્પર્શી સિદ્ધાન્તોમા પહેલુ સ્થાન 'જીવો અને જીવવા દો'ની આત્મૌપમ્યમૂલક અહિંસાનુ છે એ અહિંસાની દૃષ્ટિ અને પુષ્ટિની વૃત્તિમાથી સયમ અને તપનો જે આત્મનિગ્રહી માર્ગ વિકસિત થયો ત્યાર બાદ આવે છે પોતાની દૃષ્ટિ અને માન્યતા જેટલુ જ બીજાની દૃષ્ટિ અને માન્યતાને માન આપવુ એવી સમવૃત્તિમાથી જ મેનો અનેકાન્ત યા સર્વસમન્વયવાદ એ યોગ વિકાસનુ સર્વોપરિ પરિણામ છે

ઉપર સૂચવેલ દાર્શનિક અને યોગ પરમ્પરાના મૂળ સિદ્ધાન્ત

સંપૂર્ણપણે ભારતમાં વસતા અમુક વર્ગે જ વિકસાવ્યા કે એમાં બહારથી ભારતમાં આવી વસેલ કોઈ વર્ગનો પણ થોડોઘણો ફાળો છે, ઇત્યાદિ નક્કી કરવું કદી શક્ય નથી; તેમ છતાં ઉપલબ્ધ માહિતીને આધારે વિદ્વાનો એમ તો માનતા થયા જ છે કે આર્યો પહેલાંની જે ઓસ્ટ્રિક અને દ્રાવિડ પ્રજાઓ હતી તેમનો આ વિકાસમાં બહુ મોટો હિસ્સો છે.[૨૦] મોહન-જો-ડેરો અને હડપ્પા આદિનાં નગરો નાશ પામ્યાં, તેથી કાંઈ તેની સંસ્કૃતિ કે ત્યાં વસતી પ્રજાઓ નાશ પામી નથી. લોથલ આદિનાં છેલ્લાં ખોદકામોએ એ તો બતાવી જ આપ્યું છે કે એ પ્રજા અને એ સંસ્કૃતિ દેશના અનેક ભાગોમાં પ્રસરેલી. મોહન-જો-ડેરો આદિ સ્થાનોમાં જે સીલ આદિ ઉપર આકૃતિઓ છે, તેમાંની યોગમુદ્રાવાળી નગ્ન આકૃતિ તરફ અને બીજી નન્દી આદિની આકૃતિઓ તરફ વિદ્વાનોનું ખાસ ધ્યાન જાય છે, અને વિદ્વાનોનો મોટો ભાગ એમ માનવા પ્રેરાય છે કે એ આકૃતિઓ મૂળમાં કોઈ રુદ્ર મહાદેવ કે એવા કોઈ યોગીની સૂચક છે.[૨૧] બીજી બાજુ ભારતના જુદા જુદા ભાગોમાં પ્રવર્તતી અનેકવિધ ધર્મભાવનામાં એ મહાદેવ કે શિવની કોઈ ને કોઈ રૂપે ઉપાસના પ્રાચીન કાળથી સંકળાયેલી છે યા રૂપાન્તરિત થયેલી દેખાય છે. દક્ષિણાપથી જે દ્રાવિડિયનો છે તેમનો મૂળ ધર્મ આવી કોઈ રુદ્રપૂજા સાથે જ સંકળાયેલો હશે એમ માનવાનાં પણ કારણો છે.[૨૨] ભારતના પૂર્વ, ઉત્તર અને પશ્ચિમ ભાગમાં જે શ્રમણવર્ગના વિવિધ ફાંટાઓ વિકસ્યા તેના મૂળમાં પણ એ રુદ્રની યોગસાધનાના કોઈ ને કોઈ અંગનો સમાવેશ અને વિકાસ થયેલો લાગે છે. આ બધું જોતાં સામાન્ય રીતે એટલું અત્યારે કહી શકાય કે યોગ પરમ્પરાના સમત્વમૂલક અને સમત્વપોષક અંગોનું ઉદ્ભવસ્થાન સિન્ધુ-સંસ્કૃતિના પ્રદેશોમાં ક્યાંય ને ક્યાંય હોવું જોઈએ, પણ ઉદ્ભવસ્થાનને લગતી આ ઝાંખી ચર્ચા આપણને બહુ દૂર લઈ જઈ નથી શકતી; છતાં એના પ્રસારનો પ્રશ્ન એવો અટપટો નથી.

### પ્રસાર

દર્શન અને યોગની પરમ્પરા એમ તો ભારતના ખૂણેખૂણે પ્રસરેલી દેખાય છે પણ એના પ્રસારના ઇતિહાસયુગના કેન્દ્રો મુખ્ય બે કે ત્રણ છે પૂર્વભારતમા મગધ ઉત્તર બિહાર અને કાશી કોસલનું કેન્દ્ર પશ્ચિમોત્તર પ્રદેશમા તક્ષશિલા શલાતુર અને કુરુ પાચાલનો મધ્યપ્રદેશ વૈદિક વાઙમય મહાભારત રામાયણ દર્શનસૂત્રો તેના કેટલા ભાગો અને પ્રાચીન કેટલાક પુરાણો ઇત્યાદિ સસ્કૃતમય બ્રાહ્મણપ્રધાન સાહિત્યના ઉદ્ભવસ્થાનો મોટેભાગે પશ્ચિમોત્તર ભારતમા કુરુ પાચાલમા કાશી કોસલ અને બિહારમા આવેલા છે તો પ્રાકૃતભાષાનિબદ્ધ શ્રમણપ્રધાન આગમ પિટકોના ઉદ્ભવસ્થાનો પણ ઉત્તર બિહાર મગધ કાશી કોસલ અને મથુરા આદિની આસપાસ જ દેખાય છે સૌરાષ્ટ્ર ગુજરાત રાજસ્થાન આદિ પશ્ચિમના ભાગો તેમજ દક્ષિણ અને દૂર દક્ષિણના પ્રદેશમા એવુ કોઈ સ્થળ નથી દેખાતુ જ્યા સસ્કૃતપ્રધાન કે પ્રાકૃતપ્રધાન ઇતિહાસયુગના સાહિત્યો પ્રાચીન થર ચ્યાયાની નોધ મળતી હોય આ ઉપરથી એટલુ તારણ કાઢી શકાય કે મૂળ ઉદ્ભવસ્થાનો અવિદિત હોવા છતા દર્શન અને યોગ પરમ્પરાને લગતા ઉપલબ્ધ સસ્કૃત-પ્રાકૃત સાહિત્યની રચના મોટેભાગે પશ્ચિમોત્તર મધ્ય અને પૂર્વ દેશમા થઈ છે અને ત્યાથી જ ભારતના બધા ભાગોમા ક્રમે ક્રમે તેનો ફેલાવો થયો છે એટલુ જ નહિ પણ ભારત બહાર તેનો પ્રભાવશાળી પ્રસાર પ્રાચીન સમય થી શરૂ જ થયો હો છે

### ગુજરાત સાથે સબધ

ગુજરાતનો અર્થ અતિ વિસ્તૃત છે એમાં સૌરાષ્ટ્ર આનર્ત, ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાતનો પણ સમાવેશ વિવક્ષિત છે મૌર્યયુગથી તો ગુજરાત સાથે દર્શન પરમ્પરા અને યોગ પરમ્પરાના સબધના સૂચક આધારો વધારે ને વધારે મળે જ છે ૨૪ પણ આ સબધ એકદમ અચાનક મૌર્યયુગમા જ થયો એમ માની ન શકાય

બુદ્ધ-મહાવીર પહેલાની શતાબ્દીઓમા, પૌરાણિક વર્ણન કહે છે તેમ, યાદવો દ્વારકા અને ગિરિનગરમા પ્રાધાન્ય ભોગવતા આવતો એ ભાગવત પરમ્પરા સાથે સકળિત છે યાદવપુગવ કૃષ્ણ એ તો ભાગવત પરમ્પરાના સર્વસમ્મત વૈષ્ણવ અવતાર મનાયા છે યાદવોના બીજા એક તપસ્વી નેમિનાથ એ જૈન પરમ્પરાના તીર્થંકર યા વિશિષ્ટ અવતાર મનાય છે યાદવવશના પ્રભાવ અને વિસ્તાર સાથે મુખ્યપણે વૈષ્ણવ ધર્મનો પ્રસાર પશ્ચિમથી આગળ વધી બીજા દક્ષિણ આદિ પ્રદેશોમા થયો લાગે છે શૈવ પરમ્પરાનુ કોઈ ને કોઈ પ્રાચીન સ્વરૂપ ગુજરાતમા પહેલેથી જ રહ્યુ છે તે સિન્ધુપ્રદેશમાથી ગુજરાત ભણી આવ્યુ હાય કે બીજે ગમે તે રસ્તે પણ એટલુ નક્કી લાગે છે કે ગુજરાતની ભૂમિમા શૈવ પરમ્પરાના મૂળ વિશેષ પ્રાચીન છે ૨૫ પ્રભાસપાટણનુ જ્યોતિર્ધામ અને બીજા એવા પૌરાણિક શૈવ ધામોમા તથા ગ્રામ, નગર તેમજ ચડતા-ઊતરતા દરજ્જાની લગભગ બધી જ જાતિઓમા શિવના સાદા સ્વરૂપની પૂજા પ્રથમથી જ પ્રચલિત રહી છે શૈવ પરમ્પરાના મુખ્ય દેવ રુદ્ર યા મહેશ્વર ન્યાય-વૈશેષિક પરમ્પરામા કર્તા ઈશ્વરનુ સ્થાન ક્યારે ગોઠવાયુ તે તો અજ્ઞાત છે, પણ જ્યારે કર્તા તરીકે ઈશ્વરે એ પરમ્પરામા સ્થાન લીધુ ત્યારે તે ઈશ્વર વિષ્ણુ કે બ્રહ્મા નહિ, પણ મહેશ્વર યા પશુપતિરૂપે વર્ણવાયેલ મળે છે ૨૬

વૈષ્ણવ પરમ્પરાનો ઉત્તરકાલીન તત્ત્વજ્ઞાન સુધી વિમર્શ જોતા એમ લાગે છે કે એ પરમ્પરાનુ તત્ત્વજ્ઞાન સાખ્ય વિચારસરણી ઉપર જ રચાયેલુ છે ૨૭ મધ્વ સિવાય અત્યાર લગીની એવી કોઈ વૈષ્ણવ પરમ્પરા નથી દેખાતી કે જેના તત્ત્વજ્ઞાનના મૂળ સિદ્ધાન્તો સાખ્ય પરમ્પરા સિવાયની બીજી કોઈ પરમ્પરામાથી સ્વીકારવામા આવ્યા હોય શૈવ પરમ્પરાના ઘણાખરા ફાટાઓનો સબધ ન્યાય-વૈશેષિક પરમ્પરાના તત્ત્વજ્ઞાન સાથે રહેલો છે જૈન પરમ્પરાનુ તત્ત્વજ્ઞાન આમ તો સાખ્ય અને ન્યાય-વૈશેષિક પરમ્પરાથી સાવ સ્વતંત્ર છે, પણ

એના કેટલાક પાયા એવા છે કે જેમા સાખ્ય અને ન્યાય-વૈશેષિક પરપરાની માન્યતાઓનો સમન્વય પણ છે[૨૮] આ બધુ જોતા એમ લાગે છે કે બુદ્ધ-મહાવીર પહેલાના સમયમા વૈષ્ણવ, શૈવ અને જૈન પરપરાના જે સ્વરૂપો હશે તેમા સાખ્ય, ન્યાય-વૈશેષિક અને જૈન તત્ત્વજ્ઞાનની કોઈ ને કોઈ વિચારણાઓ સકળાયેલી હોવી જોઈએ વૈદિક પરપરાનો પ્રધાન સ્તભ એ તો ક્રિયાકાડપ્રધાન પૂર્વમીમાસા બુદ્ધ-મહાવીર પહેલાના સમયમા ગુજરાતમા એ મીમાસાએ સ્થાન મેળવ્યુ હોય તેમ દેખાતુ નથી મુખ્યપણે ઉપનિષદ ઉપર અવલબિત ઉત્તરમીમાસા એ તો ઉત્તરકાલીન છે, એટલે એ પૌરાણિક યુગમા ગુજરાત સાથે તેના સબધનો ખાસ પ્રશ્ન ઊઠતો જ નથી સાર એ છે કે પુરાતન યુગમા ગુજરાતના પ્રદેશોમા જે જે તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ હતી તે લગભગ બધી જ વૈદિકેતર હતી.[૨૯]

યોગ પરપરાના સાધના અગો અનેક છે, પણ તેમા અહિંસા, તપ, ધ્યાન જેવા અગો પ્રધાન સ્થાને છે ભક્તિપ્રધાન વૈષ્ણવ ભાગવત કે તપપ્રધાન શૈવ ભાગવત કે અહિંસા સયમપ્રધાન નિર્ગ્રન્થ, એ બધી પરપરાઓ યોગના જુદા જુદા અગો ઉપર ઓછો વધતો ભાર આપીને જ વિકસેલી રહી છે તેથી એ પરપરાઓ સાથે જ યોગ પરપરા સકલિત હતી એમા શક નથી આ રીતે બુદ્ધ-મહાવીર પહેલાના યુગનુ ગુજરાતને લગતુ આછુ ચિત્ર એવુ ઊપસે છે કે જેમા તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ લગભગ બધી જ પ્રસિદ્ધ વૈદિકેતર પરપરાઓ રહી હોય અને યોગ તો એ બધી જ પરપરાઓમા કોઈ ને કોઈ રૂપે જોડાયેલો હોય જ

પણ લગભગ બુદ્ધ-મહાવીરના સમયથી કે તેમના પછી થોડા જ વર્ષે ગુજરાતનુ ચિત્ર વધારે સુસ્પષ્ટ રીતે ઊઘડે છે ચન્દ્રગુપ્ત મૌર્યે ગિરિનગરમા સુદર્શન તળાવ બધાવ્યુ[૩૦] ચન્દ્રગુપ્તની રાજધાની તો પાટલીપુત્ર અને આટલા દૂર ગિરિનગર સાથે એનો સબધ આ જરા નવાઈ ઉપજાવે એવુ લાગે છે કદાચ એ સબધ માત્ર રાજકીય

હશે, પણ એના પૂર્વવર્તી નન્દો અને ઉત્તરાધિકારી અશોક આદિના જીવનનો વિચાર કરીએ છીએ અને રાજકીય સબંધ સાથે ધાર્મિક તાનુ પ્રથમથી જ આવ્યુ આવતું અનિવાર્ય જોડાણ વિચારીએ છીએ, ત્યારે ઓછામા ઓછુ એમ માનવાને વાધો નથી કે ગુજરાત સાથેના ચન્દ્રગુપ્તના સબધમા ધર્મપરપરાનો પણ કાઈ ને કાઈ પાસ હોવો જોઈએ પરંતુ એ ગમે તેમ હોય, છતા એના પૌત્ર અશોક મૌર્યના ધર્મશાસનો એ સ્પષ્ટ રીતે જણાવે છે કે અશોકની સત્તા ગુજરાત ઉપર હતી,[૩૧] પણ તે માત્ર રાજકીય ન હતી, એમા ધાર્મિકતા મુખ્ય ભાગ ભજવે છે અશોક તથાગત બુદ્ધનો પાકો અનુયાયી હતો, પણ તે કટ્ટર સાપ્રદાયિક ન હતો તેની ઉદારતા વિશ્વના ઇતિહાસમા અજોડ હતી, એમ તેના ધર્મશાસનો ઉદ્‌ઘોષે છે[૩૨] અશોકના ધર્મ-શાસનો ઉપરથી એટલુ કહી શકાય કે તે કાળે સૌરાષ્ટ્રમા અનેક પથો પ્રવર્તમાન હતા. એમા જૈન[૩૩] અને બૌદ્ધના અસ્તિત્વ વિશે તો પ્રશ્ન જ નથી, પણ ઉપર સૂચિત વૈષ્ણવ અને શૈવ આદિ ઇતર પૌરાણિક ધર્મો પણ પ્રવર્તમાન હોવા જોઈએ પ્રાકૃત ભાષા દ્વારા એણે પોતાના રાજ્યના બીજા અનેક ભાગોની પ્રજાને જે ધર્મ પાળવા સૂચવ્યુ છે તે મુખ્યપણે માનવધર્મ છે,[૩૪] કોઈ ખાસ પથધર્મ નથી, અને માનવધર્મના ખરા પાયા એ યોગના અગો ઉપર પ્રતિષ્ઠિત છે બુદ્ધે પોતાના ઉપદેશમા વધારે ભાર આપ્યો હોય તો તે યોગના અગો ઉપર[૩૫] એટલે ગુજરાતમા યોગ પરપરાનુ વ્યાવહારિક ચિત્ર અશોકની ધર્મલિપિઓમા દેખાય છે આ સાથે જ્યારે જૈન આદિ ઇતર પરપરાઓનો વિચાર કરીએ ત્યારે એમ લાગે છે કે અશોકના સમયના ગુજરાતમા ઇતર પરપરાઓ પણ માનવધર્મ ઉપર વધારે ભાર આપતી હશે. પણ અશોક પછી જ્યારે શક યુગ આવે છે અને એમા રુદ્રદામાનુ શાસન શરૂ થાય છે, ત્યારે એ તત્ત્વજ્ઞાન અને યોગ પરપરાનુ ચિત્ર વધારે ઉઠાવ ધારણ કરે છે

ઇસ્વી સનના બીજા સૈકાનો રુદ્રદામાનો એ સુશ્લિષ્ટ સસ્કૃત

ભાષાબદ્ધ લેખ માનવધર્મના વિશેષ પરિપાલનની વાત તો કહે જ[૩૬] છે, પણ સાથે સાથે તે રુદ્રદામાને ન્યાય-વૈશેષિક, વ્યાકરણ આદિ શાસ્ત્રના જ્ઞાતા તરીકે પણ નિર્દેશે છે[૩૭] એક તો શક છતાં નામ આર્યભાષા સંસ્કૃતમય અને તેમાંય શિવનો રુદ્ર તરીકે નિર્દેશ વધારામાં એના વિશેષણોમાંથી ફલિત થતું એનું દાર્શનિક જ્ઞાન—એ બધું સૂચવે છે કે અશોકે બુદ્ધ ભગવાનની સરળ પ્રાકૃત ભાષા દ્વારા જે ઘોષણા કરી તે ઘોષણાને અમલમાં મૂકવાનું કામ શકસેનાપતિ અને સંભવિત રીતે રુદ્રભક્ત રુદ્રદામાએ કર્યું અને તેને સંસ્કૃત ભાષા દ્વારા અચલ પદ પણ આપ્યું

ગિરિનગર પછી તરત જ સૌરાષ્ટ્રમાં વલભીપત્તન આપણું ધ્યાન ખેંચે છે વલભીનો આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને ધાર્મિક આ ચતુર્વિધ અભ્યુદય ઉત્તરોત્તર વર્દ્ધમાન દશામાં મૈત્રક રાજાઓના અમલ દરમિયાન એમના તામ્રપત્રો આદિ દ્વારા જોવા મળે છે[૩૮] મૈત્રકોનો અમલ ઈ સ ૪૭૦થી શરૂ થાય છે, પણ વલભીના ઉત્કર્ષના પાયા તો બહુ પહેલેથી જ નંખાયા દેખાય છે તેથી જ એક યા બીજે કારણે ગિરિનગરનું સર્વસ્વ ઘટતાં વલભી એનું સ્થાન લે છે અને તેથી જ આપણે જોઈએ છીએ કે જૈન બૌદ્ધ અને વૈદિક પરંપરાના વિદ્વાનો અને ભિક્ષુકો વલભીમાં અનેકવિધ સાંસ્કૃતિક અને ધાર્મિક પ્રવૃત્તિઓ પોષવા આશ્રય મેળવે છે[૩૯] વલભીમાં વૈદિક વિદ્વાનો દાન લેતા નજરે પડે છે,[૪૦] જૈન અને બૌદ્ધ ધર્મસ્થાનો અને વિદ્યાસ્થાનો જાહોજલાલી ભોગવે છે અને રાજાઓ તેમજ ધનાઢ્યો તેનો બહુ સત્કાર-પુરસ્કાર કરે છે[૪૧] જ્યાં આવું વાતાવરણ ન હોય ત્યાં સહેજે મોટી સંખ્યામાં વિવિધ પરંપરાઓના વિદ્વાનો અને સંઘો ન આવવા લલચાય અને ન સ્થિર વાસ કરશે પણ લલચાય વૈદિક, બૌદ્ધ અને જૈન પરંપરાની વિદ્યા ત્રિવેણી વલભીમાં વહેલી તેને પરિણામે ઇતર સાહિત્ય ઉપરાંત દર્શન અને યોગ પરંપરાને લગતું પણ સાહિત્ય વલભીમાં ઠીક ઠીક રચાયું અને ખેડાયું ત્યાં રચાયેલા અને ખેડાયેલા

દાર્શનિક અને યોગ પરંપરાને લગતા ગ્રન્થોનો સંપૂર્ણ ખ્યાલ આપે તેવી વિશ્વસ્ત નોંધો અત્યારે લભ્ય નથી, તોપણ જે કાંઈ વિશ્વાસપાત્ર ઉલ્લેખો છે તે ઉપરથી એટલું કહી શકાય કે વૈદિક પરંપરાના વિદ્વાનોએ વલભીક્ષેત્રમાં દર્શન અને યોગની પરંપરાને સ્પર્શે એવું કાંઈ લખ્યું હશે તોય તે અત્યારે તો અજ્ઞાત છે. બૌદ્ધ પરંપરાના વિશિષ્ટ ભિક્ષુકોએ ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં રચનાઓ કરી હશે, કેમ કે, હુએન ત્સંગના કથન પ્રમાણે, ત્યાં બૌદ્ધ ભિક્ષુકોનો બહુ મોટો સમુદાય રહેતો અને મોટા વિહારો પણ હતા. આજે તો એ બૌદ્ધ વિદ્વાનોમાંથી બે નામ નિર્વિવાદ જાણીતાં છે જેમણે વલભીક્ષેત્રમાં દાર્શનિક રચના કરી હોય એમ લાગે છે. એ બે એટલે ગુણમતિ અને સ્થિરમતિ. હુએનત્સંગ એ બે વિદ્વાનોનો નિર્દેશ કરે છે.[૪૨] ગુણમતિ અને સ્થિરમતિએ જે નાનામોટા ગ્રન્થો રચેલા સંભવે છે તે દાર્શનિક—ખાસ કરી બૌદ્ધ દર્શનને જ લગતા—હશે એમ લાગે છે. જો સુપ્રસિદ્ધ બહુશ્રુત વિદ્વાન શાન્તિદેવ, ધારવામાં આવે છે તેમ, સૌરાષ્ટ્રના હોય તો સંભવત તેમની વિદ્યાપ્રવૃત્તિનું કેન્દ્ર પણ સમયની દૃષ્ટિએ વિચાર કરતાં, વલભીક્ષેત્ર હશે. વલભી હોય કે બીજું કોઈ સ્થાન હોય, પણ શાન્તિદેવે ગુજરાતમાં પોતાની કૃતિઓ રચી હોય તો એમ કહી શકાય કે એમની જાણીતી ત્રણે કૃતિઓ,[૪૩] જે બૌદ્ધ દર્શન પરંપરાને લગતી છે, તે મૈત્રકકાલીન વિશિષ્ટ સમ્પત્તિ છે.

અશોકના શાસન સમયથી માંડી વલભીના ભંગ સુધીના લગભગ હજાર વર્ષમાં જ્ઞાત કે અજ્ઞાત એવી દર્શન અને યોગને લગતી કૃતિઓનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણું મુખ્ય ધ્યાન જૈન કૃતિઓ જ રોકે છે. મગધમાં રચાયેલા અને સચવાયેલા તેમજ મથુરામાં સુસંકલિત થયેલા જૈન આગમ સાહિત્યની બે વાચનાઓ વલભીક્ષેત્રમાં જ થઈ છે.[૪૪] જે આગમ સાહિત્ય આજે ઉપલબ્ધ છે તે સંપૂર્ણ સાહિત્ય છે તો પ્રાકૃતમાં, પણ એમાં મુખ્યપણે વિષય તો દર્શન અને યોગ–ચારિત્રનો જ છે. જોકે આ ગ્રન્થો વલભીક્ષેત્રમાં

સંશોધિત અને સુવ્યવસ્થિત થયા હોવાથી તેની મૌલિક રચના વલભી ક્ષેત્ર યા ગુજરાતને ફાળે નથી જતી, છતાં વલભીક્ષેત્રમાં વિચરનાર અને વસનાર અનેક ધુરન્ધર જૈન વિદ્વાનોએ રચેલી દાર્શનિક અને યોગવિષયક કૃતિઓ પ્રાકૃત અને સંસ્કૃતમાં અદ્યાપિ ઉપલબ્ધ છે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનું પ્રાકૃત વિશેષાવશ્યકભાષ્ય અને તેની સ્વોપજ્ઞ સંસ્કૃત વૃત્તિ એ એક જ આકરગ્રન્થ એવો છે કે જેમાં જૈન દર્શનને કેન્દ્રમાં રાખી ભારતીય દર્શનોની સ્પષ્ટ ચર્ચા થયેલી છે અને જેમાં ધ્યાન, યોગ કે ચારિત્રને લગતી પણ વિશદ ચર્ચા છે[૪૫] શ્રીમલ્લવાદિકૃત નયચક્ર અને તેની શ્રી સિંહગણિ[૪૬] ક્ષમાશ્રમણની વિસ્તૃત વ્યાખ્યા એ પણ એવો જ દાર્શનિક આકરગ્રન્થ છે એમાં જૈન દર્શનના મુખ્ય સિદ્ધાન્ત નય અને અનેકાન્તવાદની આસપાસ લગભગ ભારતીય બધા જ દર્શનોના મુખ્ય મુખ્ય મન્તવ્યોની તાર્કિક દૃષ્ટિએ ફૂલ ગૂંથણી કરવામાં આવી છે આ બે ગ્રન્થોનો ઉલ્લેખ તો એટલા માટે કરવામાં આવ્યો છે કે સૌરાષ્ટ્રે દર્શન અને યોગ પરંપરામાં જે સિદ્ધિ સાધેલ તેનો કાંઈક ભાસ આવી શકે[૪૭]

વલભીક્ષેત્ર પછી વડનગર અને ભિન્નમાળ એ બે ગુજરાતના નગરો આપણું ધ્યાન ખેંચે છે એમાં શંકા નથી કે વડનગરે આઠમી સદી પહેલાં પણ કોઈ ને કોઈ પ્રકારની સાહિત્યસિદ્ધિ મેળવી હશે, કેમ કે તે એક વિદ્યાવ્યાસંગી અને બુદ્ધિશીલ નાગર[૪૮] જ્ઞાતિનું, ગિરિનગરની પેઠે, કેન્દ્ર રહ્યું છે જૈન પરંપરાનો પણ એ નગર સાથે વિશિષ્ટ સંબંધ પહેલેથી જ રહેતો આવેલો,[૪૯] છતાં આઠમા સૈકા સુધીમાં તે નગરમાં દર્શન અને યોગ પરંપરાને લગતી કોઈ નાની મોટી જૈન કે જૈનેતર કૃતિ રચાઈ હોય તો તે અજ્ઞાત છે તેથી હવે ભિન્નમાળ ક્ષેત્ર તરફ વળીએ

ભિન્નમાળ એ તત્કાલીન ગુજરાતની એક રાજધાની એ શહેરનો ઇતિહાસ તો વિશેષ પ્રાચીન છે,[૫૦] પણ તેનું ગૌરવ વધતાં વધતાં એટલું બધું વધ્યું કે હ્યુએનત્સંગ વલભીની પેઠે ભિન્નમાળનું વિસ્તારથી

વર્ણન કરે છે.[૫૧] ત્યાં વૈદિક, બૌદ્ધ અને જૈન એ ત્રણે પરંપરાની અનેકવિધ શાખાઓ અસ્તિત્વમાં હતી, અને દરેક શાખાના વિદ્વાનો ત્યાં આવી વસતા અને વિદ્યાપ્રવૃત્તિને પોષતા. જ્યોતિષ, કાવ્ય, કથા આદિ વિષયક અનેક ગ્રન્થરત્નો ભિન્નમાળ ક્ષેત્રમાં રચાયેલાં ઉપલબ્ધ છે. એ ક્ષેત્રમાં જાબાલીપુરનો પણ સમાવેશ કરવો જોઈએ. એ ક્ષેત્રમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલી સંખ્યાબંધ કૃતિઓ મળે છે.[૫૨] તેમાં જે દર્શન અને યોગ પરંપરાની સાથે જ સંબંધ ધરાવતી હોય એવી કૃતિઓ પણ છે; અને આ ઉપલબ્ધ કૃતિઓ મુખ્યપણે આ. હરિભદ્રની છે. હરિભદ્ર સિવાય ઇતર બૌદ્ધ, વૈદિક કે જૈન વિદ્વાનોએ એ વિષય પરત્વે કાંઈ ને કાંઈ રચના કરી હશે એવી ધારણા રાખવી તે સાવ વધારે પડતી નથી, પણ આઠમા સૈકા સુધીમાં એ ક્ષેત્રમાં રચાયેલી અને વિદ્વાનોનું ધ્યાન રોકે એવી દર્શન અને યોગ પરંપરાને લગતી કૃતિઓ તો આ. હરિભદ્રની જ છે. તેથી હવે આપણે એ વિચારીએ કે દર્શન અને યોગ પરંપરાના વિચાર-વિકાસમાં આ. હરિભદ્રનું સ્થાન શું છે અને તે કેવું છે?

## આચાર્ય હરિભદ્રનું સ્થાન

આચાર્ય હરિભદ્રના સમય સુધીમાં દેશનો એવો કોઈ ભાગ નજરે નથી પડતો કે જ્યાં દાર્શનિક અને યોગના વિચારોના નાનામોટા અખાડાઓ ન ચાલતા હોય. હરિભદ્રના પૂર્વવર્તી અને સમકાલીન એવા અનેક જૈન-જૈનેતર વિદ્વાનો થયેલા છે કે જેમની વિચારસૂક્ષ્મતા, વક્તવ્યની સ્પષ્ટતા અને બહુશ્રુત તાર્કિકતા એ હરિભદ્ર કરતાં પણ ચડી જાય. એવા જ વિશિષ્ટ વિદ્વાનોની સમર્થ કૃતિઓના અધ્યયન અને પરિશીલનને આધારે જ હરિભદ્રનુ માનસિક–આધ્યાત્મિક વ્યક્તિત્વ ઘડાયેલું છે. તેમ છતાં જ્યારે દર્શન અને યોગ પરંપરાના વિકાસમાં હરિભદ્રે શો ફાળો આપ્યો કે એમાં બીજા કોઈએ નહિ દાખવેલ એવી શી નવીનતા અર્પી એ કહેવુ હોય ત્યારે તો હરિભદ્રના પૂર્વકાલીન અને ઉત્તરકાલીન આચાર્યોની દૃષ્ટિ સાથે હરિભદ્રની દૃષ્ટિની

તુલના કરીએ તો જ કાંઈક યથાર્થ વિધાન કરી શકાય આ દૃષ્ટિથી જ્યારે એવી તુલના કરુ છુ ત્યારે મને અસદિગ્ધપણે લાગે છે કે હરિભદ્રે જે ઉદાત્ત દૃષ્ટિ, અસામ્પ્રદાયિક વૃત્તિ અને નિર્ભય નમ્રતા પોતાની ચર્ચાઓમા દાખવી છે તેવી તેમના પૂર્વવર્તી કે ઉત્તરવર્તી કોઈ જૈન-જૈનેતર વિદ્વાને બતાવેલી ભાગ્યે જ દેખાય છે

હરિભદ્રે દર્શન અને યોગ પરપરામાં જે ફાળો આપ્યો છે કે એમા જે નવતા આણવા પ્રયત્ન કર્યો છે તેની ભૂમિકા ઉપર સૂચવેલ એમની દૃષ્ટિ અને વૃત્તિમા રહેલી છે આ દૃષ્ટિ અને આ વૃત્તિ સક્ષેપ મા નિમ્નલિખિત પાચ ગુણો દ્વારા પ્રગટ થાય છે —

૧. **સમત્વ**—આધ્યાત્મિકતાનુ પરમ લક્ષ્ય સમભાવ યા નિષ્પક્ષતા છે હરિભદ્રે પોતાના દર્શન અને યોગને લગતા ગ્રથોમા એ કેટલી હદ સુધી સાધ્યુ છે તે આપણે આગળ જોઈશું

૨. **તુલના**—હરિભદ્રે પરાપૂર્વથી ચાલી આવતી ખડનમડનની પરિપાટીમા જે તુલનાદૃષ્ટિનો ઉમેરો કર્યો તે એમના પૂર્વવર્તી સમકાલીન કે ઉત્તરવર્તી ગ્રથોમા હરિભદ્રની કક્ષા સુધી કોઈએ કરેલ દેખાતી નથી સત્ય યા મતૈક્યની વધારેમા વધારે નજીક પહોચી શકાય એ હેતુથી એમણે પરવાદીના મન્તવ્યોના હૃદયમાં વધારે ને વધારે ઊડા ઊતરવા પ્રયત્ન કર્યો છે અને પોતાના મન્તવ્ય સાથે તે પરવાદી મન્તવ્ય પરિભાષાભેદ કે નિરૂપણભેદ હોવા છતા કઈ રીતે સામ્ય ધરાવે છે તે એમણે સ્વપરમતની તુલના દ્વારા અનેક સ્થળે દર્શાવ્યુ છે સ્વે પરમતની સમાલોચના કરતા તેને અન્યાય થઈ જાય એવી પાપભીરુ વૃત્તિ એમણે એ તુલનામા દાખવી છે જેવી બીજા કોઈ વિદ્વાને ભાગ્યે જ દાખવેલી દેખાય છે

૩. **બહુમાનવૃત્તિ**—અતીન્દ્રિય અને શાસ્ત્રીય પરપરાગત તત્ત્વોની સમાલોચના કરવામા અનેક ભયસ્થાનો રહેલા છે એ ભયસ્થાનોને ઓળગી કોઈ સમાલોચના કરે ત્યારેય દરેક બાબતમા

પરપરપરાના મન્ત યો સાથે સર્વથા એકમત થઈ જવાનુ કામ બહુ અઘરુ છે એવી સ્થિતિ દેખાય ત્યારેય હરિભદ્ર, પરવાદી મન્ત યોથી જુદા પડવા છતા તેમના પ્રત્યે જે વિરલ બહુમાન અને આદર દર્શાવે છે તે તેમણે આધ્યાત્મિક ક્ષેત્રમા આપેલી એક વિરલ ભેટ ગણાવી જોઈએ સત્યસમર્થન અને આધ્યાત્મિકતાનો દાવો કરનાર કોઈ પણ જૈન-જૈનેતર વિદ્વાને પોતાનાથી વિરુદ્ધ સપ્રદાયના પ્રવર્તક કે વિદ્વાન પ્રત્યે હરિભદ્રે દર્શાવેલ છે તેવુ બહુમાન દર્શાવ્યુ હોય તો તે મારી જાણમા નથી

**૪. સ્વપરંપરાને પણ નવી દૃષ્ટિ અને નવી ભેટ—** સામાન્ય રીતે દાર્શનિક વિદ્વાનો પોતાનુ બધુ વિચાર કે પાડિત્યબળ પરપરપરાની સમાલોચનામા વાપરે છે અને પોતાની પરપરાને કહેવા જેવા સત્યો સ્ફુરે તોય તે પરપરાની ખફગી વહોરવાનુ જોખમ નથી ખેડતા, અને તે બાબતમા ચાલતું ચાલવા દેવાની વૃત્તિ સેવી પોતાની પરપરાને ઊચે આણવાનો કે એની ખરી ખામી બતાવવાનો કોઈ ભાગ્યે જ પ્રયત્ન કરે છે જ્યારે હરિભદ્ર આ બાબતમાય સાવ અનોખા છે એમણે પરવાદીઓ કે પરપરપરાઓ સાથેના વ્યવહારમા જે તટસ્થવૃત્તિ અને નિર્ભયતા દર્શાવી છે તેવી જ સ્વપરપરા પ્રત્યે કેટલાક મુદ્દા રજૂ કરવામા પણ દર્શાવી છે, જે આપણે આગળ જોઈશું

**૫. અતર સાધવાનો કીમિયો—**સામાન્ય રીતે મોટા મોટા અને અસાધારણ વિદ્વાનો જ્યારે ચર્ચામા ઊતરે છે કે કાઈ લખે છે ત્યારે એમા વિજિગીષા અને સ્વપરપરાને શ્રેષ્ઠ સ્થાપવાની ભાવના મુખ્યપણે રહેલી હોવાથી સપ્રદાય સપ્રદાય વચ્ચે અને એક જ સમ્પ્રદાયના વિવિધ ફાટાઓ વચ્ચે બહુ મોટુ માનસિક અન્તર ઊભુ થાય છે એવા અન્તરને લીધે સામા પક્ષમા રહેલી અને ગ્રહણ કરવા જેવી ઉદાત્ત વસ્તુઓ પણ કોઈ ભાગ્યે જ ગ્રહણ કરે છે એને લીધે પરિભાષાઓની શુષ્ક વ્યાખ્યા અને શાબ્દિક સાઠમારીના આવરણમા સત્ય ગૂગળાઈ

જાય છે. આ સ્થિતિ હરિભદ્રના સૂક્ષ્મ અંતરચક્ષુએ નિહાળી. તેથી એમણે વિરલ ગણાય એવા પોતાના દર્શન અને યોગ પરંપરાના ગ્રન્થોમાં એવી શૈલી સ્વીકારી છે કે જૈન પરંપરાના મૌલિક ગણાય એવા સિદ્ધાન્તો જૈનેતર પરંપરાઓ તેમની પરિભાષામાં સરલતાથી સમજી શકે અને જૈનેતર બૌદ્ધ કે વૈદિક પરંપરાનાં અનેક મંતવ્યો કે સિદ્ધાન્તો જૈન પરંપરા પણ સમજી શકે. વિરોધી ગણાતા અને વિરોધ પોષતા આવેલા ભિન્ન ભિન્ન સંપ્રદાયો વચ્ચે બની શકે તેટલું અંતર ઓછું કરવાનો યોગીગમ્ય માર્ગ હરિભદ્રે વિકસાવ્યો છે, અને સૌ એકબીજામાંથી વિચાર-આચાર મોકળે મને ગ્રહણ કરી શકે એવું દ્વાર ખુલ્લું કર્યું છે, જે સાચે જ વિરલ છે.

આ રીતે આચાર્ય હરિભદ્રે દાર્શનિક અને યોગ પરંપરામાં જે વિચાર અને વર્ણનની નવી દિશા ઉઘાડી છે તે ખાસ કરીને આજના યુગના અસાંપ્રદાયિક અને તુલનાત્મક-ઐતિહાસિક અધ્યયનમાં ભારે ઉપકારક થઈ પડે તેવી છે.

# વ્યાખ્યાન ત્રીજું

## દાર્શનિક પરંપરામાં આ. હરિભદ્રની વિશેષતા

ત્રીજા વ્યાખ્યાનનો વિષય છે: દાર્શનિક પરંપરામાં હરિભદ્રે દાખલ કરેલ નવીન દૃષ્ટિ. બીજા વ્યાખ્યાનને અંતે પાંચ ગુણો–વિશિષ્ટતાઓનું સૂચન કર્યું છે, તેમાંથી પ્રથમના ત્રણ ગુણો એમના બે દાર્શનિક ગ્રંથોમાં બહુ જ સ્પષ્ટપણે વ્યક્ત થયેલા છે. એ બે ગ્રંથો પૈકી પ્રથમ षड्दर्शनसमुच्चय અને બીજો शास्त्रवार्तासमुच्चय.

દર્શનનો ખરો ભાવ વસ્તુમાત્રના યથાર્થ સ્વરૂપનું અવગાહન યા તે માટે પ્રયત્ન કરવો તે છે. સત્યનું સ્વરૂપ નિઃસીમ અને અનંતવિધ છે. એક જ વ્યક્તિને પણ તે ઘણીવાર કાળક્રમે વિવિધ રૂપે ભાસે છે; અનેક વ્યક્તિઓમાં પણ સત્ય દેશ અને કાળભેદે જુદી જુદી રીતે આવિર્ભાવ પામે છે. તેથી કોઈ એક વ્યક્તિનું સત્યદર્શન પરિપૂર્ણ અને છેવટનું તેમજ અન્ય વ્યક્તિને દેખાયેલ સત્યાંશથી સાવ નિરપેક્ષ હોઈ શકે નહિ. આથી કરીને સત્યની પૂર્ણ કળાની નજીક પહોંચવાનો રાજમાર્ગ તો એ છે કે દરેક સત્યજિજ્ઞાસુ ઇતર વ્યક્તિના દર્શનને આદર અને સહાનુભૂતિથી સમજવા પ્રયત્ન કરે. વસ્તુસ્થિતિ આવી હોવી જોઈએ, પણ માનવચિત્તમાં સત્યની જિજ્ઞાસા સાથે જ કેટલાક બળો પણ અસ્તિત્વ ધરાવતા હોય છે. એ બળોની તીવ્રતા કે મંદતાને લીધે જિજ્ઞાસુ વધારે અધ્યવસાય કેળવી શકતો નથી અને પરમત યા પરદર્શન સાથે અથડામણીમાં આવે છે. આ રીતે એક બાજુ વિશિષ્ટ વ્યક્તિ સત્યવિરોધ કે અવિસંવાદ ટાળવા મથે છે, ત્યારે અનેક સાધારણ વ્યક્તિઓ મતભેદને કલેશભૂમિમાં ફેરવી નાખે છે. આવું સંવાદ–વિસંવાદનું ચક્ર બધા ધર્મ-પંથોમાં કોઈ ને કોઈ રૂપે પ્રવર્તતું આવ્યું છે.

તેથી જ પ્રિયદર્શી અશોકે પોતાનાં ધર્મશાસનોમા બ્રાહ્મણ અને શ્રમણ પરંપરામા સમાવેશ પામતા બધા જ નાનામોટા પંથોને ઉદ્દેશી કહ્યુ છે કે બધા ધાર્મિકોએ અંદરોઅંદર સંવાદપૂર્વક વર્તવુ જે પરપાખંડ યા પરધર્મ–પરદર્શનની નિંદા કરે છે તે ખરી રીતે સ્વપાખંડ–સ્વધર્મની નિંદા કરે છે[1] અશોકે જેમ તમામ બ્રાહ્મણ શ્રમણ વર્ગોને ઉદ્દેશી શિક્ષા આપી તેમ તેણે માત્ર બૌદ્ધનિકાયને ઉદ્દેશીને પણ શિખામણ આપી છે અશોક જ્યારે બુદ્ધ ધર્મ-સંઘનુ ત્રિશરણ સ્વીકારી બૌદ્ધ ઉપાસક થયો ત્યારે તેણે બૌદ્ધ ધર્મમા પડેલા ફાટાઓ અને જુદી જુદી નિકાયો વચ્ચે સત્યના દાવા ખાતર જ ચાલતુ ભાડણ જોઈ તેને શમાવવા બૌદ્ધ ભદંતોને પણ નમ્ર વિનંતિ કરી[2]

અશોકના ધર્મશાસનો સૂચવે છે કે તેના સમયમા બ્રાહ્મણ અને શ્રમણ વર્ગો વચ્ચે દર્શન અને ધર્મ પરત્વે કેવી અનિષ્ટ સ્થિતિ પ્રવર્તતી હતી

દર્શન યા તત્ત્વજ્ઞાન એ ધર્મસંપ્રદાયને આધારે જ ટકે અને ખીલે છે ધર્મસંપ્રદાયો પણ તત્ત્વજ્ઞાનની ભૂમિકા વિના કદી સ્થિર થઈ શકતા જ નથી બન્નેનુ જોડાણ જેમ આવશ્યક છે તેમ હિતાવહ પણ છે, પરંતુ જ્યારે કોઈ એક દર્શન અમુક ધર્મસંપ્રદાય સાથે સંકળાય છે ત્યારે તેની સાથે બીજી અનેક વસ્તુઓ અસ્તિત્વમા આવે છે દર્શન અને આચારને લગતા ગ્રથો, તે તે ગ્રથના પ્રણેતાઓ અને વ્યાખ્યાતાઓ, આ બધાને પોષનાર અને આદર આપનાર એવો અનુયાયીવર્ગ—આ રીતે દર્શન અને ધર્મ બન્ને મળી—એક વિશિષ્ટ જીવતો સંપ્રદાય બને છે સંપ્રદાયના પુરસ્કર્તાઓ ઇચ્છે કે ન ઇચ્છે, પણ તેમા એક એવુ વાતાવરણ સર્જાય છે કે સંપ્રદાયોમા માત્ર શ્રેષ્ઠતા-કનિષ્ઠતાની જ વૃત્તિ નથી ઉદય પામતી, પણ તેઓ ક્રમે ક્રમે બીજાને હેય અને અસ્પૃશ્ય સુધી માનતા થઈ જાય છે, એટલુ જ નહિ, પણ

-

અનેક પ્રસંગો એવા આવેલા ઇતિહાસે નોંધ્યા છે કે જેમાં સંપ્રદાય-ભેદે જ મારામારી અને કાપાકાપી સર્જાવી હોય

સત્યદર્શન અને સત્યલક્ષી આચારને નામે જ તુમુલ યુદ્ધ કે તુમુલ વાદવિવાદ થાય ત્યારે અશોક જેવાનું ચિત્ત દ્રવી ઊઠે ને તે ધ્રુવ શિલાપટ્ટોમાં પ્રગટ થાય એ સાહજિક છે અશોક અને તેના જેવા બીજા કેટલાયની સાવધાની છતાં ઉત્તરકાળમાં એ શુષ્ક વાદ અને વિવાદનું ચક્ર અટક્યું નહિ આના પુરાવાઓ દર્શન અને ધર્મને લગતા દરેક પરંપરાના ગ્રંથોમાં ઓછાવધતા મળે જ છે.[3]

અક્ષપાદ અને બાદરાયણ જેવાના સૂત્રગ્રંથોમાં પરમતની સમીક્ષા છે, પણ તે મૂળમાં કોઈ કટુક શબ્દ નથી, પણ આ જ ગ્રંથોના વ્યાખ્યાતાઓ આગળ જતાં ખંડનમંડનના રસમાં એવા તણાયા કે તેઓ પ્રતિવાદીને 'પુરુષાપસદ', 'પ્રાકૃત' અને 'મ્લેચ્છ' કે 'બાહ્ય' જેવા વિશેષણોથી નવાજવામાં ગૌરવ માનવા લાગ્યા પ્રતિવાદીઓને તિરસ્કારનાર આવી વૃત્તિની અસરથી બૌદ્ધો કે જૈનો પણ અલિપ્ત રહી ન શક્યા આવું બ્રાહ્મણ–શ્રમણ પરંપરાનું ધાર્મિક વાતાવરણ ચોગમ વ્યાપેલું હતું એમાં જ હરિભદ્રનો જન્મ અને ઉછેર તેમણે જ્યારે શ્રમણદીક્ષા સ્વીકારી ત્યારે એ પરંપરામાં પણ તેમને એના જ વાતાવરણે ઘેર્યા તેથી જ આપણે તેમના કેટલાક પ્રાકૃત–સંસ્કૃત ગ્રંથોમાં તેમને પરવાદી પ્રત્યે ઊકળતા શબ્દપ્રયોગો કરતા ક્યારેક ક્યારેક જોઈએ છીએ[4]

પણ હરિભદ્રનું અસલી કાઠું કોઈ જુદી જ ભાતનું હતું જાણે એમના મૂળગત સંસ્કારોમાં સમત્વ–મધ્યસ્થતા મુદ્રાલેખરૂપે જ ન હોય તેમ એ સંસ્કાર પરાપૂર્વથી ચાલ્યા આવતા કદાગ્રહ અને મિથ્યાભિનિવેશના ચક્રને ભેદી બહાર આવ્યો અને તે એમની, કદાચ પછીથી લખાયેલી, એ ઉપર સૂચિત દર્શનકૃતિઓમાં સાકાર થયો

## षड्दर्शनसमुच्चय

પ્રથમ षड्दर्शनसमुच्चय લઈ વિચાર કરીએ. પહેલો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે હરિભદ્રના આ ગ્રંથ જેવી કૃતિઓ પહેલાં કોઈની હતી? જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી એમ કહી શકાય કે ભારતીય પ્રસિદ્ધ વિવિધ દર્શનોનું પ્રતિપાદક દૃષ્ટિએ નિરૂપણ કરતી હરિભદ્ર પહેલાં કોઈની કૃતિ હોય તો તે સિદ્ધસેન દિવાકરની કહી શકાય. દિવાકરે એમની ઉપલબ્ધ કૃતિઓ પૈકી કેટલીક કૃતિઓ તે તે દર્શનનું માત્ર નિરૂપણ કરવા રચેલી છે. એ ખરું કે અત્યારે એ કૃતિઓ પાઠની ભ્રષ્ટતા, વ્યાખ્યાનો અભાવ ઇત્યાદિ કારણે બહુ સ્પષ્ટ અર્થ પ્રગટ નથી કરતી, છતાંય એ કૃતિઓ પાછળ દિવાકરની દૃષ્ટિ તો મુખ્યપણે તે તે દર્શનનું સ્વરૂપ નિરૂપવાની છે, નહિ કે તેમના મંતવ્યનું ખંડન કરવાની. આથી બીજી કોઈ એવી પૂર્વકાલીન કૃતિ ઉપલબ્ધ ન થાય ત્યાં સુધી એમ કહી શકાય કે ભારતીય દર્શનોની પ્રતિપાદક દૃષ્ટિએ નિરૂપક સર્વપ્રથમ કૃતિ સિદ્ધસેન દિવાકરની છે. ત્યાર બાદ હરિભદ્રનું સ્થાન આવે છે.

હરિભદ્રે પોતાની કૃતિમાં છ દર્શનોનું નિરૂપણ કર્યું છે. સિદ્ધસેનની દાર્શનિક કૃતિઓ પદ્યબંધ છે, તો હરિભદ્રની કૃતિ પણ પદ્યબંધ છે. સિદ્ધસેનની કૃતિઓ અશુદ્ધિ અને વ્યાખ્યાને અભાવે ઘણી રીતે અસ્પષ્ટ અને સંદિગ્ધ છે, તો હરિભદ્રની કૃતિ પાઠશુદ્ધિ અને વિશદ વ્યાખ્યાને કારણે તદ્દન સ્પષ્ટ તેમજ નિશ્ચિતાર્થક છે. સિદ્ધસેનની કૃતિઓ તે તે દર્શનના કેટલાક પ્રમેયોની ચર્ચા કરે છે, પણ કોઈક વાર તેમાં—વીરસ્તુતિ આદિમાં—સ્વમાન્યતાનું સ્થાપન કરતાં ઇતર મંતવ્યોની વિનોદપ્રધાન સમાલોચના કરે છે અને વિવાદરત સ્વપર બધા જ દાર્શનિકો વિશે વિનોદપ્રધાન તાર્કિક કટાક્ષ પણ કરે છે;[૫] જ્યારે હરિભદ્ર તો સાવ સદી રીતે દર્શનોને નિરૂપે છે. બીજો ભેદ એ છે કે સિદ્ધસેને તો તે તે દર્શનનાં માત્ર તત્ત્વો નિરૂપ્યાં છે, પણ તે તે દર્શનના માન્ય દેવતા આદિની ખાસ વાત નથી સૂચવી; જ્યારે હરિભદ્ર

દરેક દર્શનના નિરૂપણમાં તે તે દર્શનને માન્ય એવા દેવતાની પણ સૂચના આપે છે.

હરિભદ્ર પછી એમના षड्दर्शनसमुच्चयનું સ્મરણ કરાવે તેવી પાંચેક કૃતિઓનો ઉલ્લેખ કરવો જોઈએ. તેમાંની એક અજ્ઞાતકર્તૃક सर्वसिद्धान्तप्रवेशक ('શ્રી જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૧૬, અંક ૨ થી ૧૨); બીજી सर्वसिद्धान्तसंग्रह કે જે શંકરાચાર્યપ્રણીત કહેવાય છે, પણ તે મૂળ શંકરાચાર્યની કૃતિ નથી જ એમ નિશ્ચિત લાગે છે; ત્રીજી કૃતિ सर्वदर्शनसंग्रह, જે માધવાચાર્યકૃત છે અને બહુ સુવિદિત છે; ચોથી કૃતિ જૈનાચાર્ય રાજશેખરની છે. તેનું નામ પણ षड्दर्शनसमुच्चय (પ્રકાશક: શ્રી યશોવિજય જૈન ગ્રંથમાલા, નં. ૧૭, બનારસ) જ છે. અને પાંચમી કૃતિ છે માધવસરસ્વતીકૃત सर्वदर्शनकौमुदी. આમાં કેવળ સર્વદર્શનસંગ્રહ ઉપર જ આધુનિક વ્યાખ્યા છે અને તે બહુ વિશદ પણ છે. બીજા ગ્રંથો ઉપર કોઈ ટીકાઓ હોય તો તે જ્ઞાત નથી.

હરિભદ્ર પહેલાં પણ સમુચ્ચયાન્ત કૃતિઓ રચાવી શરૂ થઈ ગઈ હતી અને સમુચ્ચય અર્થવાળું સંગ્રહપદ જેને અંતે હોય એવી પણ કૃતિઓ રચાતી હતી. દિઙ્નાગનો પ્રમાણસમુચ્ચય, અસંગનો અભિધર્મસમુચ્ચય અને શાંતિદેવના સૂત્રસમુચ્ચય તથા શિક્ષાસમુચ્ચય જેવા ગ્રંથો સમુચ્ચયાન્ત કૃતિનાં ઉદાહરણો છે, તો પ્રશસ્તપાદનો પદાર્થસંગ્રહ, નાગાર્જુનનો ધર્મસંગ્રહ ઇત્યાદિ ગ્રન્થ સંગ્રહાન્ત કૃતિઓનાં ઉદાહરણો છે.

સર્વસિદ્ધાન્તપ્રવેશકના કર્તા અજ્ઞાત છે, છતાં તે જૈન કૃતિ છે એમાં સંદેહ નથી, કારણ કે એના મંગલાચરણમાં જ "सर्वभावप्रणेतार प्रणिपत्य जिनेश्वरम्" એમ કહ્યું છે. વિષય અને પ્રતિપાદક શૈલીની દૃષ્ટિએ આ કૃતિ હરિભદ્રસૂરિના ષડ્દર્શનસમુચ્ચયને અનુસરે છે. ફેર માત્ર એટલો કે હરિભદ્રસૂરિનો ગ્રંથ પદ્યમાં અને સંક્ષિપ્ત છે, જ્યારે આ કૃતિ ગદ્યમાં અને જરાક વિસ્તૃત છે.

જોકે કાળક્રમમાં ઉપર સૂચવેલ પાંચ કૃતિઓમા રાજશેખરનો ષડ્દર્શનસમુચ્ચય પછીનો છે, પણ એની રચના એક જૈનાચાર્યે કરી છે અને તે પણ હરિભદ્રના ષડ્દર્શનસમુચ્ચયને આધારે તેથી પહેલા એ બે કૃતિઓની સરખામણી કરી આપણે જોઈશુ કે રાજશેખર કરતા હરિભદ્રનુ દૃષ્ટિબિંદુ કેટનુ ઉદાત્ત છે હરિભદ્રની કૃતિ માત્ર ૮૭ પદ્યોમા પૂર્ણ થાય છે, જ્યારે રાજશેખરની કૃતિ ૧૮૦ પદ્યમા હરિભદ્રે જે છ દર્શન નિરૂપ્યા છે તે જ રાજશેખરે નિરૂપ્યા છે હરિભદ્રે દર્શનોનુ નિરૂપણ તે તે દર્શનને માન્ય એવા દેવ તથા પ્રમાણ-પ્રમેય રૂપ તત્ત્વોને લઈ કર્યું છે, જ્યારે રાજશેખરે દેવ અને તત્ત્વ ઉપરાત લિંગ, વેષ, આચાર, ગુરુ, ગ્રથ અને મુક્તિને લઈને પણ દર્શનોના ભેદ વર્ણવ્યા છે હરિભદ્રના સંક્ષિપ્ત ગ્રથમા તે તે દર્શનને લગતી જાણવા જેવી પણ વિગતો નથી, જ્યારે રાજશેખરે કાઈક તો અવ લોકનથી અને કાઈક શ્રવણપરપરાથી એવી રસપ્રદ તેમજ સશોધક અને ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી થઈ પડે એવી ખાસ ખાસ વિગતો ઉમેરી પણ છે રાજશેખરે જે વિગતો ઉમેરી છે તે જોકે આજે વિશેષ પરીક્ષણની અપેક્ષા રાખે છે, છતા એમા ઘણો સત્યાશ ભાસે છે અને તે વિગતો જિજ્ઞાસાપ્રેરક હોઈ ગુણરત્ને એનો ઉપયોગ હરિભદ્રના ષડ્દર્શનસમુચ્ચયની વિશદ વ્યાખ્યામા કર્યો છે ગુણરત્ને યત્રતત્ર એ વિગતોમા કાઈક સુધારો અને ઉમેરો પણ કર્યો છે જે જે વિગતો રાજશેખરે ઉમેરી છે તે, તે તે દર્શનને લગતા લિંગ, વેષ, આચાર, ગુરુ અને ગ્રથ આદિને લગતી છે આ દૃષ્ટિએ વિચાર કરીએ તો હરિભદ્રના ષડ્દર્શનસમુચ્ચય કરતા રાજશેખરનો સમુચ્ચય વિશેષ ઉપાદેય છે એમ કહેવુ જોઈએ હરિભદ્ર જૈન છે, તો રાજશેખર પણ જૈન છે બન્ને સાધુપદધારી છતા સાપ્રદાયિક ખડનમડનના વાતાવરણના સસ્કાર ધરાવે જ છે, છતા, બીજી રીતે વિચાર કરીએ તો, હરિભદ્રનો નાનો પણ ગ્રથ રાજશેખરના વિસ્તૃત ગ્રથ કરતા વિશેષ અર્થપૂર્ણ લાગે છે તે અર્થ એટલે કર્તાની ઉદાત્ત દૃષ્ટિ.

ભારતીય દાર્શનિકોમાં હરિભદ્ર જ એક એવા છે કે જેમણે પોતાનો ગ્રંથ માત્ર તે તે દર્શનોના માન્ય દેવ અને તત્ત્વને હોય તેવા રૂપમાં નિરૂપવાની પ્રતિપાદક દૃષ્ટિએ રચ્યો છે, નહિ કે કોઈનું ખંડન કરવાની દૃષ્ટિએ; જ્યારે એમના જ અનુગામી રાજશેખર એટલું ઉદાત્તપણું દાખવી શક્યા નથી. રાજશેખર ચાર્વાક એ દર્શન નથી એવું વિધાન તો કરે જ છે,[૬] પણ વધારામાં અંતે ચાર્વાક દર્શનનું પરંપરાથી ચાલ્યું આવતું ખંડન પણ કરે છે[૭] રાજશેખર હરિભદ્રના એ ગ્રંથનું અનુકરણ કરે અને છતાંય હરિભદ્રથી જુદા પડી ચાર્વાકને દર્શનકોટિથી બહાર રાખે, તેમજ બીજા કોઈ દર્શનનો નહિ, પણ માત્ર ચાર્વાકનો જ પ્રતિવાદ કરે ત્યારે એ પ્રતિવાદ પરંપરાગત હોવા છતાં લેખકની દૃષ્ટિની તટસ્થતામાં ઊણપ સૂચવે છે

હરિભદ્ર પ્રારંભમાં જ છ દર્શન નિરૂપવાની પ્રતિજ્ઞા કરે છે. એ જે છ દર્શનોનાં નામ આપે છે તેમાં ચાર્વાકનો નિર્દેશ નથી, પણ તે છયેનું નિરૂપણ કર્યા પછી કહે છે કે ન્યાય અને વૈશેષિક એ બે દર્શનો જુદા નથી એવું માનનારની દૃષ્ટિએ તો આસ્તિક દર્શનો પાંચ જ થયા; તેથી કરેલ પ્રતિજ્ઞા પ્રમાણે છઠ્ઠું દર્શન નિરૂપવાનું પ્રાપ્ત થાય છે, તો એ નિરૂપણ ચાર્વાકને પણ દર્શન તરીકે લેખી પૂરું કરવું જોઈએ.[૮] આમ કહી તેઓ ચાર્વાક પ્રત્યે સમભાવ દાખવે છે. અહીં એ નોંધવું જોઈએ કે સર્વસિદ્ધાન્તપ્રવેશકના કર્તાએ દર્શનોની છની સંખ્યાની પૂર્તિના પ્રશ્નને ચર્ચ્યા વિના જ અંતે ચાર્વાક દર્શનનું નિરૂપણ કર્યું છે આ પ્રમાણે તેના મતે સાત દર્શન થાય છે.

હરિભદ્ર પહેલાથી જ સૈકાઓ થયા ચાર્વાકમત પ્રત્યે ભારતીય આત્મવાદી દર્શનોની અવગણનાપૂર્ણ દૃષ્ટિ રહેતી ~~એમ લાગે છે કે~~ હરિભદ્રમાં આ અવગણના ન રહી તેમણે તેમની મૂળ પ્રકૃતિ પ્રમાણે વિચાર્યું હોવું જોઈએ કે જીવન અને જગત પ્રત્યે જોવા અને વિચારવાની વિવિધ ચડતી ઊતરતી કક્ષાઓ છે. એમાં ચાર્વાકમતને પણ સ્થાન છે જેઓ માત્ર વર્તમાન જીવનને સન્મુખ રાખી વિચાર કરે

અને જેઓ દૃશ્યમાન લોકની જ મુખ્યપણે વિચારણા કરે તેઓ માત્ર એ કારણે જ અવગણનાપાત્ર છે એમ ન કહી શકાય તેથી જ તેમણે એના મતને પણ દર્શનની કોટિમા સ્થાન આપી પોતાની દૃષ્ટિની ઉદાત્તતા સૂચવી છે

સામાન્ય રીતે દરેક ગ્રથકાર કરે છે તેમ સર્વસિદ્ધાન્તસગ્રહના અને સર્વદર્શનસગ્રહના રચયિતા પોતાને અભિપ્રેત હોય એવા જ ઇષ્ટદેવનુ સ્તવન મગલ પ્રારભમા કરે છે એ જ ન્યાયને અનુસરી હરિભદ્રે, સર્વસિદ્ધાન્તપ્રવેશકના કર્તાએ અને રાજશેખરે પણ પોતાના અભિપ્રેત દેવ–જિનને પ્રારભમા નમસ્કાર કર્યો છે ત્યાર બાદ દરેકે ક્રમે દર્શનો નિરૂપ્યા છે, પણ એ નિરૂપણનો ક્રમ પાચે ગ્રથોમા એક સરખો નથી અને એ ક્રમ પાછળની દૃષ્ટિ પણ પાચેમા એક નથી સર્વસિદ્ધાતસગ્રહકાર પ્રથમ વૈદિક વિધાઓ અને તેમા સમાવેશ પામતા વૈદિક દર્શનોનુ સ્પષ્ટ વર્ણન કરે છે, જે મહિમ્નસ્તોત્રના સાતમા શ્લોકની વ્યાખ્યામા પ્રસ્થાનભેદરૂપે મધુસૂદન સરસ્વતીએ કરેલ વર્ણનની પદ્યબધ છાયામાત્ર છે તે વર્ણનનો મુખ્ય સૂર એ છે કે વૈદિક દર્શનો જ આસ્તિક છે અને તેમણે ગમે તે રીતે વેદબાહ્ય ચાર્વાક જૈન અને બૌદ્ધ મતોનો નિરાસ કરવો જ જોઈએ મધુસૂદન સરસ્વતીએ પણ પ્રસ્થાનભેદમા એ જ વાત શબ્દાન્તરથી કહી છે તે કહે છે કે વિશ્વવ્યાપી પરમતત્ત્વનુ દર્શન અનેક રીતે થાય છે તે અનેકવિધ દર્શનોમા કોઈ પરમપુરુષાર્થમા સાક્ષાત્ ઉપયોગી છે, તો બીજા પરપરાથી પણ છેવટે સાક્ષાત્ અને પરપરાથી પરમપુરુષાર્થમાં ઉપયોગી થવાની શક્યતા તો વૈદિક દર્શનોમા જ છે અને અવૈદિક દર્શનો મ્લેચ્છ યા બાહ્ય જેવા હોઈ સર્વથા વર્જનીય અને નિરાકરણયોગ્ય છે[૯] આ જ રીતે સર્વસિદ્ધાન્તસંગ્રહનો પણ પ્રારભ અવૈદિક દર્શનોના નિરૂપણ અને તેના ખડનથી થાય છે આગળ જતા જ્યારે તે વૈશેષિક નૈયાયિક અને ભાટ્ટ દર્શનનુ નિરૂપણ કરે છે, ત્યારે પણ તે એક જ વાત કહે છે કે વૈશેષિકોએ,[૧૦] નૈયાયિકોએ[૧૧]

અને ભાટ્ટોએ[૧૨] વેદપ્રામાણ્યનું સ્થાપન કર્યું છે અને વેદવિરોધી દર્શનોનું નિરાકરણ કર્યું છે—જાણે કે સર્વસિદ્ધાન્તસંગ્રહકારને મતે વૈશેષિક, ન્યાય અને કૌમારિલ દર્શનની એ જ ખાસ વિશેષતા હોય. ત્યાર બાદ સર્વસિદ્ધાન્તસંગ્રહકાર ઇતર વૈદિક દર્શનો નિરૂપે છે. તેમાંની બે વિશેષતાઓ ઐતિહાસિક દૃષ્ટિએ બહુ અગત્યની લાગે છે:—

(૧) તે કહે છે કે ભારતમાં–મહાભારતમાં વ્યાસકથિત જે વેદનો સાર છે તે વૈદિક બ્રાહ્મણોએ સર્વશાસ્ત્રાવિરુદ્ધ રીતે સાંખ્ય પક્ષમાંથી તારવવો.[૧૩] વળી તે કહે છે કે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને ભારત આદિ પુરાણોમાં તેમજ શૈવાગમોમાં સાંખ્યમત સ્પષ્ટ દીસે છે.[૧૪] સર્વસિદ્ધાન્તસંગ્રહકારનું આ કથન વાસ્તવિક છે. સાંખ્ય તત્ત્વજ્ઞાનની બીજા કોઈ પણ તત્ત્વજ્ઞાન કરતાં કેટલી વધારે વ્યાપકતા છે તે આથી સૂચવાય છે; પણ સર્વસિદ્ધાંતસંગ્રહકાર વ્યાસોક્ત દર્શન નિરૂપે છે ત્યારેય તેની દૃષ્ટિ તો હરિ પ્રત્યે છે. એ ઉપરથી એમ લાગે છે કે આ ગ્રંથકાર વેદાન્તી છતાં ભારતના કેન્દ્રસ્થાને રહેલ વિષ્ણુ યા હરિનો ઉપાસક છે.

(૨) બીજી એની વિશેષતા એ છે કે તે બધાં દર્શનોને અંતે વેદાંતનું નિરૂપણ કરે છે; તેને જ દર્શનોમાં મૂર્ધન્ય તરીકે માનતો હોય તેમ લાગે છે. છતાં તે મહાભારતની પેઠે ભાગવતનો પણ પરમ ભક્ત લાગે છે. તેથી જ અંતે તે કહે છે કે આ અવધૂત માર્ગ કૃષ્ણે ઉદ્ધવને ભાગવતમાં ઉપદેશ્યો છે.[૧૫] સર્વસિદ્ધાંતસંગ્રહની આ સામાન્ય સમાલોચનામાં એ જોઈ શકાશે કે તે અવૈદિક એવા ચાર્વાક, જૈન, અને બૌદ્ધ દર્શનોને કેવી લાઘવદૃષ્ટિથી જુએ છે. જો એક જ વિશ્વ-વ્યાપી પરમ તત્ત્વને જુદી જુદી ભૂમિકાથી જોનાર ન્યાય આદિ દર્શનોને તે આસ્તિક લેખે છે, તો એ જ તત્ત્વને પોતાની ભૂમિકા અને સંસ્કાર પ્રમાણે જોનાર ચાર્વાક આદિ દર્શનોને આસ્તિક કેમ નથી કહેતો, એવો પ્રશ્ન કોઈ પણ તટસ્થ વિચારકને થયા વિના નહિ રહેવાનો. આનો ઉત્તર સહેલો છે. તે એ કે સર્વસિદ્ધાંતસંગ્રહકાર

હોય કે સર્વદર્શનસંગ્રહકાર માધવ હોય કે પ્રસ્થાનભેદકાર મધુસૂદન સરસ્વતી હોય, એ બધાને મન દાર્શનિક ચિંતનમાં વેદરક્ષાનું સ્થાન મોખરે છે; તેથી જ તેઓ સર્વપ્રથમ એ જુએ છે કે કોણ વેદને પ્રમાણ માને છે અને કોણ નથી માનતો?

સર્વદર્શનસંગ્રહની શૈલી સર્વસિદ્ધાંતસંગ્રહની શૈલી કરતાં અવશ્ય જુદી પડે છે; પણ તેનોય એક સૂર એ તો છે જ કે અવૈદિક દર્શનોનું સર્વથા નિરાકરણ કરવું. તે ચાર્વાક મતનું નિરસન બૌદ્ધ દ્વારા અને બૌદ્ધ મતનું નિરસન જૈન દ્વારા કરાવે છે અને છેવટે જૈન મતનું નિરસન રામાનુજ દ્વારા. આમ તે પોતાનાં પ્રતિપાદિત સોળ દર્શનોમાં મૂર્ધન્યસ્થાને અદ્વૈત વેદાંતદર્શનને મૂકે છે.

આપણે આટલા સંક્ષિપ્ત વર્ણનથી એટલું જોઈ શક્યા કે સર્વસિદ્ધાન્તસંગ્રહકાર પૂર્વપૂર્વનાં કેટલાંક દર્શનોનો નિરાસ કરી છેવટે માત્ર વેદાન્તને સ્થાપે છે,[16] તેમ સર્વદર્શનસંગ્રહકાર પણ કરે છે.

સર્વદર્શનકૌમુદીનાં વિષયક્રમ અને શૈલી, એ ઉક્ત ગ્રંથો કરતાં જુદાં છે. એમાં ત્રણ અવૈદિક અને ત્રણ વૈદિક—એ રીતે ૭ દર્શન ગણાવી, પછી ત્રણ વૈદિક દર્શનોની ૭ સંખ્યા ગોઠવી છે અને ત્રણ અવૈદિક દર્શનોમાં બૌદ્ધ, જૈન અને ચાર્વાક એ ત્રણને ગણાવ્યાં છે. વળી બૌદ્ધના ચાર ભેદો ગણાવ્યા છે એને ધ્યાનમાં રાખીએ તો અવૈદિક દર્શનોની સંખ્યા એના કર્તાના મનમાં ૭ અભિપ્રેત હોય એમ લાગે ખરું. માધવ સરસ્વતી એ સાયણ માધવાચાર્યની પેઠે શાંકર અદ્વૈતના પાકા અનુયાયી છે, પણ તે પોતાના શાંકર વિષયક મંતવ્યને ત્રણે પ્રસ્થાનોના[17] સારરૂપે વર્ણવે છે અને સ્વતંત્ર પ્રસ્થાન તરીકે ગણાવે છે. જોકે તે સાયણ માધવાચાર્યની પેઠે પૂર્વપૂર્વ દર્શનનું ઉત્તરઉત્તર દર્શન વડે ખંડન કરવાની શૈલીને નથી અનુસરતા, છતાં તેમની ખંડનદૃષ્ટિ તો છે જ.

આથી સાવ ઊલટું બન્ને ષડ્દર્શનસમુચ્ચયમાં છે. રાજશેખર ચાર્વાકની દર્શન તરીકે ગણના નથી કરતા, પણ બીજાં પાંચ કે ૭

દર્શનોને તે હરિભદ્રની પેઠે આસ્તિક જ કહે છે હા, એટલો ફેર અવશ્ય છે કે બન્ને જૈન હોવા છતાં હરિભદ્ર પોતાના જૈન દર્શનને પ્રથમ સ્થાન ન આપતાં બૌદ્ધ, ન્યાય અને સાખ્ય પછી ચોથું સ્થાન આપે છે સર્વસિદ્ધાન્તપ્રવેશકમાં પણ જૈન દર્શનને ત્રીજું સ્થાન આપવામાં આવેલ છે, અને તેમાં દર્શનોનો ક્રમ આ પ્રમાણે છે નૈયાયિક, વૈશેષિક, જૈન, સાખ્ય બૌદ્ધ, મીમાંસક અને ચાર્વાક, જ્યારે રાજશેખર જૈનદર્શનને પ્રથમ સ્થાન આપે છે રાજશેખરે હરિભદ્રને આધારે જ ગ્રંથ રચ્યો, છતાં આ ક્રમવિપર્યાસ કેમ કર્યો એ પ્રશ્ન તો થાય જ એમ લાગે છે કે રાજશેખર પોતાના પૂર્વવર્તી અને સમકાલીન દાર્શનિકોના અભિનિવેશયુક્ત વલણથી પર ન થઈ શક્યા, જ્યારે હરિભદ્ર[૧૮] એ વલણથી પર થઈ પોતાનો ક્રમ યોજે છે તેથી જ ઇતર ગ્રંથોમાં બૌદ્ધ, નૈયાયિક આદિ દર્શનોનું સયુક્તિક અને ભારપૂર્વક ખંડન કર્યા છતાં જ્યારે ષડ્દર્શનસમુચ્ચય રચવા એ પ્રેરાયા ત્યારે તેમણે પોતાની પૂર્વકાલીન અભિનિવેશવૃત્તિને બાજુએ મૂકી ક્રમ વિચાર્યો હોય એમ લાગે છે જાણે કે તેમને એવું સૂચન કરવું ન હોય કે જે પરદર્શની અને પરવાદી છે તે પણ પોતાની ભૂમિકા અને સંસ્કાર પ્રમાણે વસ્તુતત્ત્વનું પ્રામાણિક નિરૂપણ કરે છે, તો એમાં પર અને સ્વદર્શનના ચડતા ઊતરતાપણાનો સવાલ જ ક્યાં છે? હરિભદ્રની આ દૃષ્ટિમાં જ સમત્વ અને તટસ્થતાના બીજ છે અને એ એમની પ્રસિદ્ધ ઉક્તિ—

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

ની યાદ આપે છે

હવે આસ્તિક અને નાસ્તિક પદ જે લોક અને શાસ્ત્રમાં જાણીતા છે તેને લઈને પણ હરિભદ્રની ઉદાત્ત દૃષ્ટિનો વિચાર કરીએ પરલોક, આત્મા, પુનર્જન્મ જેવા અદૃષ્ટ તત્ત્વો ન માને તેને, કાશિકા વ્યાખ્યા અનુસાર પાણિનિએ નાસ્તિક અને માને તેને આસ્તિક કહેલા છે[૧૯]

આમ આસ્તિક–નાસ્તિક પદોનો અર્થ માત્ર આધ્યાત્મિકવાદ અને બહિરર્થવાદમાં મર્યાદિત હતો, પણ કાળક્રમે આસ્તિક પરંપરામાં અનેક દર્શનો અને સંપ્રદાયો ઊભા થયા. એક વર્ગ એવો હતો, જે બધું ચિંતન અને બધો વ્યવહાર વેદની આસપાસ ગોઠવતો, બીજો વર્ગ એ વર્તુલથી સાવ વિરોધી હતો. વેદ માને તે વૈદિક યજ્ઞ આદિ કર્મકાંડને તેના સૂત્રધાર પુરોહિત બ્રાહ્મણને અને બ્રાહ્મણત્વ જાતિને પણ અનિવાર્ય રીતે માને જ અને આ માન્યતા સ્થિર રાખવા તે વેદની પેઠે બ્રાહ્મણ અને બ્રાહ્મણત્વ જાતિનું સર્વોપરિપણું સ્વીકારે જ. બીજો વર્ગ આ માન્યતાથી સાવ ભિન્ન રીતે પ્રતિપાદન કરતો. તેને મન કોઈ પણ સત્પુરુષનું વચન અને આચાર વેદ અને વૈદિક કર્મ જેટલાં જ પ્રતિષ્ઠિત. એને મન એક અમુક જાતિ માત્ર જન્મને કારણે શ્રેષ્ઠ અને બીજી કનિષ્ઠ એમ પણ ન હતું. આ મતભેદ જેમ જેમ ઉગ્ર થતો ગયો તેમ તેમ આસ્તિક અને નાસ્તિકની વ્યાખ્યા પણ નવી રીતે શરૂ થઈ. વેદવાદીઓએ કહ્યું કે વેદ ન માને તે નાસ્તિક,[૨૦] પછી ભલે ને તે આત્મા, પુનર્જન્મ આદિ માનતો હોય. બીજી બાજુથી વિરોધી વર્ગે કહ્યું કે જે અમારાં શાસ્ત્રો ન માને તે મિથ્યાદૃષ્ટિ યા તૈર્થિક. આ રીતે આસ્તિક–નાસ્તિક પદનો અર્થ તાત્ત્વિક માન્યતાથી ખસી ગયો અને તેના પુરસ્કર્તાઓની માન્યતામાં રૂપાંતર પામ્યો.

હરિભદ્રના સમય સુધીમાં આ અર્થગત રૂપાંતર દૃઢમૂળ થયેલું હતું. તેમ છતાં હરિભદ્ર એ સાંપ્રદાયિક વૃત્તિને વશ ન થયા અને વેદ માને કે ન માને, જૈન શાસ્ત્ર માને કે બીજાં શાસ્ત્ર માને, બ્રાહ્મણત્વની પ્રતિષ્ઠા કરે કે માનવમાત્રની, પણ જો એ આત્મા, પુનર્જન્મ આદિ તત્ત્વોને માને તો તે આસ્તિક જ કહેવાય—આ હરિભદ્રની દૃષ્ટિ પાણિનિ જેટલી પ્રાચીન તો છે જ, પણ ઉત્તરકાળમાં એ દૃષ્ટિમાં જે સાંપ્રદાયિક સંકુચિતતા આવી તેને હરિભદ્ર વશ ન થયા અને કહી દીધું કે વૈદિક કે અવૈદિક બધાં આત્મવાદી દર્શનો આસ્તિક છે.[૨૧] આને હરિભદ્રના સંપ્રદાયથી પર એવી સમત્વદૃષ્ટિ ન કહીએ તો શું કહેવું?

## શાસ્ત્રવાર્તાસમુચ્ચય

હવે હરિભદ્રનો બીજો ગ્રંથ શાસ્ત્રવાર્તાસમુચ્ચય લઈ વિચાર કરીએ કે તેમણે એ ગ્રંથ દ્વારા દાર્શનિક પરંપરામાં કયું અસાધારણ કહી શકાય એવું દૃષ્ટિબિંદુ દાખલ કર્યું છે આ માટે આપણે શાસ્ત્રવાર્તાસમુચ્ચયની ઇતર પરંપરાના અનેક દાર્શનિક ગ્રંથો સાથે સરખામણી કરીએ તો જ કાંઈક સ્પષ્ટ વિધાન કરી શકાય હરિભદ્ર પહેલાં તો વૈદિક, બૌદ્ધ અને જૈન પરંપરામાં અનેક ધુરંધર આચાર્યોના વિસ્તીર્ણ મહત્ત્વપૂર્ણ ગ્રંથો મળે છે, જેમાં તે તે પરંપરાના આચાર્યોએ ઇતર પરંપરાઓના મંતવ્યો અને આચારોની સમાલોચના ઊંડાણ અને વિસ્તારથી કરી છે એ મુખ્ય મુખ્ય બધા ગ્રંથો સાથે તુલના કરવાનો અત્રે અવકાશ નથી, પણ તેના પૂર્વવર્તી ગ્રંથરાશિમાં મુકુટનું સ્થાન ધરાવવાની યોગ્યતાવાળા એકમાત્ર તત્ત્વસંગ્રહ સાથે શાસ્ત્રવાર્તાસમુચ્ચયની તુલના કરીએ તો અત્રે એ પૂરતું ગણાવું જોઈએ

તત્ત્વસંગ્રહ એ બૌદ્ધ પરંપરાનો ગ્રંથ છે એના પ્રણેતા છે શાન્તરક્ષિત શાન્તરક્ષિત હરિભદ્રના નિકટ પૂર્વકાલીન અને કદાચ વૃદ્ધ સમકાલીન શાન્તરક્ષિતે જીવનના છેલ્લા તેર વર્ષ તિબેટમાં ગાળ્યા અને ત્યાં બૌદ્ધ પરંપરાનો દૃઢ પાયો નાખ્યો૨૨ તે પહેલાં તેઓ નેપાળમાં પણ હતા, પણ મુખ્યપણે તો તેઓ નાલંદા બૌદ્ધ વિદ્યાપીઠના પ્રધાન આચાર્ય તે કાળે આના જેવું વિશાળ વિદ્યાપીઠ અન્યત્ર ક્યાંય હોય એવું નિશ્ચિત પ્રમાણ જ્ઞાત નથી નાલંદાના વિદ્યાપીઠમાં માત્ર બૌદ્ધ પરંપરાઓનો જ અભ્યાસ ન થતો ત્યાં તે કાળે હયાત હોય એવી ભારતીય બધી પરંપરાઓની વિદ્યાઓનું અધ્યયન–અધ્યાપન થતું હજારોગમે વિદ્યાર્થીઓ, સેંકડો અધ્યાપકો અને મહત્તમ પુસ્તકાલય તેમ જ દેશ વિદેશના જિજ્ઞાસુઓ—આવા વિદ્યાસમૃદ્ધ વાતાવરણમાં વિદ્યાપીઠના પ્રધાન આચાર્યપદે રહેનાર શાન્તરક્ષિતનું વિદ્યામય વ્યક્તિત્વ કેવું હશે એની ઝાંખી એમના તત્ત્વસંગ્રહ ગ્રંથથી મળે છે

આ ગ્રંથ ટિબેટન ભાષામા અનુવાદિત તો છે જ, પણ મૂળ સંસ્કૃત ગ્રંથ માત્ર બે જૈન ભંડારોમાંથી[૨૩] મળ્યો છે અને તે ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ દ્વારા પ્રકાશિત પણ થયો છે એ વિશાળ ગ્રંથનું મૂળ પદ્યબંધ છે એના પદ્યોની સંખ્યા ૩૬૪૬ છે એમા છવ્વીસ પરીક્ષાઓ છે પ્રત્યેક પરીક્ષા પોતાને સંમત ન હોય કે પોતાથી વિરુદ્ધ હોય એવા મતાંતરોની સમીક્ષા કરે છે એમા વૈદિક અને જૈન જેવી બૌદ્ધેતર પરંપરાઓના મન્તવ્યોની સમાલોચના તો છે જ, પણ બૌદ્ધ પરંપરાની જે જે નિકાયો કે શાખાઓના મન્તવ્યોથી શાન્તરક્ષિત જુદા પડતા, લગભગ તે બધા જ નિકાયો અને બધી જ શાખાઓનીયે તેમણે તલસ્પર્શી સમાલોચના કરી છે શાન્તરક્ષિત વજ્રયાની વિજ્ઞાનવાદી હતા શૂન્યવાદ સાથે એમનો કોઈ ખાસ વિરોધ ન હતો, પણ વૈભાષિક અને સૌત્રાન્તિક જેવી શાખાઓના તો તેઓ તદ્દન વિરોધી હતા અને બીજા પણ કેટલાક નાનામોટા મતભેદ ધરાવનાર જે વિદ્વાનો બૌદ્ધ પરંપરામા થઈ ગયેલા અને હતા તેમની પણ શાંતરક્ષિતે માત્ર નોંધ જ નથી લીધી, પરંતુ બારીક સમાલોચના પણ કરી છે[૨૪]

શાન્તરક્ષિતની એક ખાસ વિશેષતા નોંધપાત્ર છે અને તે એ કે તેમને બૌદ્ધ પરંપરાની પોતાના સમય સુધીમા અસ્તિત્વમા આવેલી એવી બધી નાનીમોટી શાખાઓના ગ્રંથો, ગ્રંથકારો અને તેમની ચિંતન પ્રણાલિકાઓનો પ્રત્યક્ષ સંકર અને ઊંડો પરિચય હતો બૌદ્ધેતર કોઈ પણ પરંપરાના વિદ્વાનમા આવા પરિચયની અપેક્ષા રાખી શકાય નહિ તેથી બૌદ્ધ પરંપરાના તત્ત્વજ્ઞાન વિષયક વિમાસની પ્રામાણિક અને સર્વાંગીણ માહિતી આપતો કોઈ આકર ગ્રંથ લભ્ય હોય તો તે તત્ત્વસંગ્રહ છે

તત્ત્વસંગ્રહ ઉપર જે પંજિકા નામની વિસ્તૃત વ્યાખ્યા છે, તે શાન્તરક્ષિતના પ્રધાનતમ શિષ્ય કમલશીલની છે કમલશીલ પણ એક મોટા બૌદ્ધ વિદ્યાપીઠના આચાર્યપદે રહેલા તે પ્રખર બહુશ્રુત દાર્શનિક

હોવા ઉપરાંત તાન્ત્રિક પણ હતા ૨૫ કમલશીલે પોતાના ગુરુ શાન્ત રક્ષિતના મૂળ ગ્રંથને જે ન્યાય આપ્યો છે તે વિરલ છે શાન્તરક્ષિતે સુશ્લિષ્ટ અને પ્રસન્ન પદ્યોમા જે જે સક્ષેપમા ગ્રથિત કરેલુ તે બધાનુ વિશદ વિવરણ તો કમલશીલે કર્યું જ છે, પણ વધારામા તેને લગતી ઘણી વિગતો તેણે ઉમેરી છે અને એમા ગ્રથ અને ગ્રથકારોના નામોની તથા અવતરણોની એવી સુદર પૂરવણી કરી છે કે તેથી એ તત્ત્વ સગ્રહ અનેક દૃષ્ટિએ વિશેષ અધ્યેતવ્ય બની ગયો છે

હરિભદ્ર એ જૈન આચાર્ય છે જૈન પરંપરા પ્રમાણે તેઓ કોઈ એક સ્થાને સ્થિર વાસ ન કરી શકે અને નાના કે મોટા વિદ્યાપીઠનુ પ્રધાનપદ તો સ્વીકારી જ ન શકે જૈન પરંપરામા બૌદ્ધ કે બ્રાહ્મણ પરંપરાની પેઠે વિદ્યાપીઠો હતા પણ નહિ, એટલે હરિભદ્રનુ જે અધ્યયન-અધ્યાપન કે શાસ્ત્રીય પરિશીલન હતું તે મુખ્યપણે પોતાની આસપાસ વિચરતા અને રહેતા એક બહુ નાના મુનિમડળ પૂરતું જ સભવી શકે આમ છતા હરિભદ્રની જિજ્ઞાસા અને વિદ્યાવ્યાયોગવૃત્તિ એટલી બધી ઉત્કટ લાગે છે કે તેમણે પોતાની એ સ્થિતિમા પણ તે કાળે લભ્ય એવી બધી દાર્શનિક પરંપરાઓનુ તલસ્પર્શી અધ્યયન કરેલુ શાન્તરક્ષિત સર્વદર્શનવિશારદ છતા બૌદ્ધ શાખાઓના નિકટતમ અભ્યાસી તેમ હરિભદ્ર ઇતર દર્શનોના સુવિદ્વાન છતા જૈન પરંપરાની તત્કાલીન બધી શાખાઓના નિકટતમ અભ્યાસી શાન્તરક્ષિતની પેઠે હરિભદ્ર ટિબેટ કે નેપાળ સુધી નથી ગયા પણ તેઓ જે પ્રદેશમા વિચર્યા, ત્યા રહીને પણ નાલદા આદિ બૌદ્ધ વિદ્યાપીઠોના મહાન ગ્રથકારોની કૃતિઓનુ ઊડુ પારાયણ તેમણે કરેલુ

શાન્તરક્ષિતના મૂળ ગ્રથ તત્ત્વસગ્રહ કરતા શાસ્ત્રવાર્તાસમુચ્ચયનુ કદ બહુ નાનુ છે—એક પચમાશથી પણ કાઈક ઓછુ હરિભદ્રે એ ગ્રથની વ્યાખ્યા પોતે જ કરી છે પણ તે બહુ જ ટૂકી તત્ત્વસગ્રહમા છે તેવી જ મતમતાતરની સમીક્ષા શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા છે, પણ એ તત્ત્વસગ્રહ કરતા સક્ષિપ્ત કમલશીલે જેવી વિશદ અને વિસ્તૃત

વ્યાખ્યા કરી છે તેવી તો હરિભદ્રની વ્યાખ્યા નથી જ, પણ હરિભદ્ર પછી લગભગ નવસો વર્ષે થએલ વાચક યશોવિજયજીએ શાસ્ત્રવાર્તાસમુચ્ચયનું મહત્ત્વ જોઈ તેના ઉપર વિસ્તૃત વ્યાખ્યા લખી છે નિ સંદેહ એ વ્યાખ્યા સત્તરમા સૈકા સુધીમાં થએલ ભારતીય દાર્શનિક ચિન્તન ધારાઓના વિકાસનો નમૂનો પૂરો પાડે છે પણ એ વ્યાખ્યા તે કાળે પ્રતિષ્ઠા પામેલ નવ્યન્યાયની ગગેશશૈલીમા લખાયેલ હોઈ એ દરેક જિજ્ઞાસુને સુગમ નથી જ્યારે કમલશીલની વ્યાખ્યા બહુ સુગમ છે

આ રીતે જોતા એમ કહી શકાય કે શાસ્ત્રવાર્તાસમુચ્ચયને તત્ત્વસગ્રહની સમાન કોટિએ ન મૂકી શકાય હરિભદ્ર પોતે જ શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા તત્ત્વસગ્રહના પ્રણેતા શાન્તરક્ષિતને ‘સૂક્ષ્મબુદ્ધિ’[૨૭] કહી એની યોગ્યતાની પૂરી કદર કરે છે પણ તુલનામા એક બીજી દૃષ્ટિ પણ વિચાર કરવા જેવી છે અને તે જ દૃષ્ટિ અત્રે પ્રસ્તુત છે

સામાન્ય રીતે દાર્શનિક પરપરાના બધા જ મોટા મોટા વિદ્વાનો પોતાથી ભિન્ન એવી પરપરા પ્રત્યે અથવા તેના મત પો કે આચાર્યો પ્રત્યે પહેલેથી લાઘવબુદ્ધિ અને ક્યારેક ક્યારેક અવગણનાવૃત્તિ પણ કેળવતા અને પોષતા આવેલા પોતાથી ભિન્ન એવી ધર્મ કે દર્શન પરપરા પ્રત્યે કે તેમના પુરસ્કર્તાઓ અને આચાર્યો પ્રત્યે ગુણગ્રાહી દૃષ્ટિએ આદર સૂચવતી વૃત્તિ એ દાર્શનિક જાતવારયગીમા નજરે નથી પડતી એટલુ જ નહિ પણ પ્રતિવાદીના મત પોતે કોઈ પણ રીતે દૂષિત કરવા એ એક જ ધ્યેય તે ક્ષેત્રમા પોસાતેનુ લાગે છે પ્રતિપક્ષી દાર્શનિકની દૃષ્ટિમાં કાઈ પણ સત્ય છે કે નહિ તે શોધવાની અને જ્ઞાત થાય તો તેને સ્વીકારવાની તટસ્થ વૃત્તિ તો કોઈ દાખવતું જણાતું નથી શાન્તરક્ષિત જેવા બહુશ્રુત આચાર્ય અને ભિક્ષુપદે વિરાજતા આધ્યાત્મિક પથના પથિકે પણ પોતાના ગ્રથમા જે જે પરપક્ષોની સૂક્ષ્મ અને વિસ્તૃત સમાલોચના કરી છે તેમા કોઈ પણ સ્થાને એમણે એ પરપક્ષના ખડન સિવાય બીજુ દૃષ્ટિબિદુ ઉપસ્થિત કર્યું જ

નથી. એ ચાહત તો પરપક્ષનો પ્રતિવાદ કરવા છતાં તેમાંથી કાંઈક સત્યાંશ તારવી શકત, પણ એમનો ઉદ્દેશ જ એકમાત્ર પ્રતિપક્ષી દર્શનના નિરાકરણનો રહેલો હોય એમ લાગે છે; જ્યારે હરિભદ્ર આ બાબતમાં તદ્દન જુદી ભૂમિકામાં હોય તેમ લાગે છે. હરિભદ્ર પણ શાન્તરક્ષિતની પેઠે, પોતાને સંમત ન હોય એવા મતોની પોતાની રીતે સમાલોચના તો કરે છે, પણ એ સમાલોચનામાં તે તે મતના મુખ્ય પુરસ્કર્તાઓ કે આચાર્યોને તેઓ જરાય લાઘવ કે અવગણનાદષ્ટિથી નથી જોતા; ઊલટું, તેઓ સ્વદર્શનના પુરસ્કર્તાઓ કે આચાર્યોને જે બહુમાનથી જુએ છે તે જ બહુમાનથી તેમને પણ જુએ છે. હરિભદ્રે પ્રતિપક્ષી પ્રત્યે જે ઊંડી બહુમાનવૃત્તિ દાખવી છે તેવી દાર્શનિક વર્તુલમાં બીજા કોઈ વિદ્વાને, ઓછામાં ઓછું તેમના સમય સુધીમાં તો, દાખવી દેખાતી જ નથી. તેથી હું સમજું છું કે એ એમની વિરલ સિદ્ધિ કહેવાય.

જ્યારે કોઈ વિદ્વાન પોતે પોતાના ખંડનીય પ્રતિપક્ષના પુરસ્કર્તાનો બહુમાનથી ઉલ્લેખ કરે, ત્યારે સમજવું રહ્યું કે તેની આંતરિક ભૂમિકા ગુણગ્રાહી તટસ્થતાપૂર્ણ છે. આ ભૂમિકા એ જ સમત્વ યા નિષ્પક્ષતા. જ્યારે માનસિક ભૂમિકા આવી હોય ત્યારે વિદ્વાન પ્રતિપક્ષનું નિરાકરણ કરવા છતાંય એના મતમાં રહેલા સત્યાંશને શોધવા પ્રયત્ન કર્યા વિના રહી શકે નહિ, અને એવા પ્રયત્નથી એને કાંઈ ગ્રાહ્ય જણાઈ આવે તો તેને તે પોતાની રીતે રજૂ કર્યા સિવાય પણ રહી શકે નહિ. હરિભદ્રના લખાણમાં આના અનેક દાખલાઓ મળે છે. અત્રે એવા થોડાક દાખલાઓ ટાંકી જોઈશું કે હરિભદ્રે પ્રતિપક્ષીના મંતવ્યની સમાલોચના કરતા કરતાં તેમાંથી પોતાને ગ્રાહ્ય જણાય એવા કયા કયા મુદ્દાઓ તારવ્યા અને તેને પોતાના મંતવ્ય સાથે કેવી રીતે સરખાવ્યા :—

૧. હરિભદ્રે ભૂતવાદી ચાર્વાકની સમીક્ષા કરી તેના ભૂતસ્વભાવવાદનું નિરાકરણ કર્યું છે અને પરલોક તેમ જ સુખદુઃખના વૈષમ્યનો

ખુલાસો કરવા કર્મવાદ સ્થાપ્યો છે એ જ રીતે તેમણે ચિત્તશક્તિ કે ચિત્તવાસનાને કર્મ તરીકે સ્વીકારનાર મીમાંસક અને બૌદ્ધ મતનુ પણ નિરાકરણ કરી જૈન દૃષ્ટિએ કર્મનુ સ્વરૂપ સૂચ યુ છે આ ચર્ચામા તેમને એમ લાગ્યુ કે જૈન પરપરા કર્મનુ ઉભયવિધ સ્વરૂપ માને છે તે ભૌતિક પરિસ્થિતિનો ચેતન ઉપર પડતો પ્રભાવ અને ચેતન સસ્કારનો ભૌતિક પરિસ્થિતિ ઉપર પડતો પ્રભાવ સ્વીકારતી હોઈ સૂક્ષ્મ ભૌતિક દળને દ્રવ્યરૂપે અને જીવગત સસ્કારવિશેષને ભાવકર્મ રૂપે વર્ણવે છે હરિભદ્રે જોયુ કે જૈન પરપરા બાહ્ય ભૌતિક તત્ત્વો અને આંતરિક ચેતનશક્તિ એ બેના પરસ્પર પ્રભાવવાળા સયોગને માની તેને આધારે કર્મવાદ અને પુનર્જન્મનુ ચક્ર ઘટાવે છે તો ચાર્વાક મત છેવટે પોતાની રીતે ભૌતિક દ્રવ્યનો સ્વભાવ સ્વીકારે છે અને મીમાસક તેમ જ બૌદ્ધ અભૌતિક તત્ત્વનો એવો સ્વભાવ સ્વીકારે છે એટલે હરિભદ્રે એ બન્ને પક્ષોમા રહેલ એક એક બાજુને પરસ્પરની પૂરક લેખે સત્ય ગણી કહી દીધુ કે જૈન કર્મવાદમા ચાર્વાક ૨૮ અને મીમાસક કે બૌદ્ધ મતવ્યનો૨૯ સુમેળ થયેલો છે આ રીતે એમણે કર્મવાદની ચર્ચામા તુલનાનુ દૃષ્ટિબિદુ ઉપસ્થિત કર્યું

૨ ન્યાય વૈશેષિક આદિ સમત ઈશ્વરના જગત્કર્તૃત્વવાદનો પ્રતિવાદ શાન્તરક્ષિતની પેઠે હરિભદ્રે પણ કર્યો છે, પરતુ શાન્તરક્ષિત અને હરિભદ્રની દૃષ્ટિમા નોંધપાત્ર અતર છે શાન્તરક્ષિત માત્ર પરવાદનુ ખડન કરી પરિતોષ પામે છે જ્યારે હરિભદ્ર એ અસમ્મતવાદની પોતાની માન્યતાને અનુસરીને સમીક્ષા કરવા છતા વિચારે છે કે શુ આ ઈશ્વરકર્તૃત્વવાદની પાછળ કોઈ માનસશાસ્ત્રીય રહસ્ય તો નથી છુપાયુ ? જાણે કે આ સમભાવમૂલક વિચારણામાંથી જ તેમને એવુ સૂઝી ન આવ્યુ હોય તેમ પોતાની દૃષ્ટિએ એ તારવી કાઢેલ રહસ્યને તુલનાત્મકદૃષ્ટિએ રજૂ કરે છે

તેઓને માનવીય સ્વભાવના નિરીક્ષણ ઉપરથી એમ જણાયુ હોવુ જોઈએ કે સાધારણ માનવમાત્રને પોતાના કરતાં શક્તિ અને

સદ્ગુણમા ચડિયાતા એવા કોઈ મહામાનવ કે મહાપુરુષ પ્રત્યે ભક્તિ-પ્રણત થવાનો અને તેની શરણાગતિ સ્વીકારવાનો ભાવ સાહજિક રીતે જ થઈ આવે છે. આ ભાવથી પ્રેરાઈ તે એવી કોઈ સમર્થ વ્યક્તિની કંપના કરે છે તે કલ્પના સહેજે એક સ્વતંત્ર અને જગત્કર્તા ધર્તા ઈશ્વરની માન્યતામા પરિણમે છે, અને માનવ તેને આદર્શ માની જીવન જીવે છે. હરિભદ્રે વિચાર્યું કે માનવમાનસની આ ભક્તિ કે શરણાગતિની ઝંખના મૂળે તો ખોટી નથી. તેથી એમણે એવી ઝંખનાને કોઈ ઠેસ ન પહોંચે અને તેનો તર્ક તેમ જ બુદ્ધિવાદ સાથે મેળ બેસે એવી રીતે ઈશ્વરકર્તૃત્વવાદનુ તાત્પર્ય પોતાની સૂઝથી દર્શાવ્યુ તેમણે કહ્યુ કે જે પુરુષ પોતાના જીવનને નિર્દોષ કરવાના પ્રયત્નને પરિણામે ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચ્યો હોય તેવો પુરુષ જ સાધારણ આત્માઓમા પરમ–અસાધારણ આત્મા છે અને એ જ સર્વગમ્ય, અનુભવસિદ્ધ ઈશ્વર છે જીવન જીવવામા એ આદર્શરૂપ હોવાથી તે જ કર્તા તરીકે ભક્તિપાત્ર અને ઉપાસ્ય હોઈ શકે

હરિભદ્ર, જાણે માનવીય મનનુ ઊંડાણ માપતા ન હોય તેમ, કહે છે કે લોકો જે શાસ્ત્રો અને વિધિનિષેધો પ્રત્યે આદર ધરાવે છે તે શાસ્ત્રો અને તે વિધિનિષેધો તેને મન ઈશ્વરપ્રણીત હોય તો જ તે સંતોષ પામે આવી વૃત્તિ મિથ્યા નથી. તેથી એ વૃત્તિ પોષાતી રહે અને તર્ક તેમજ બૌદ્ધિક સમીક્ષાની કસોટીએ સાચુ ઠરે એવુ તારણ કાઢવુ ઘટે આ તારણ એટલે ઉપર સૂચવ્યુ તે, અર્થાત્ સ્વપ્રયત્ને વિશુદ્ધિની ટોચે પહોંચેલ વ્યક્તિને આદર્શ માની તેના ઉપદેશોમા કર્તૃત્વની ભાવના પોષવી તે વળી, હરિભદ્રની કર્તૃત્વ વિષયક તુલના એથીયે આગળ જાય છે તે કહે છે કે જીવમાત્ર તાત્ત્વિક રીતે શુદ્ધ હોઈ પરમાત્મા યા પરમાત્માનો અંશ છે અને તે પોતપોતાના સારા નરસા ભાવિનો કર્તા પણ છે આ દૃષ્ટિએ જોઈએ તો જીવ એ ઈશ્વર અને તે જ કર્તા આમ કર્તૃત્વવાદની સર્વસાધારણ ઝંખનાને તેમણે તુલના દ્વારા એક વિધાયક રૂપ આપ્યુ [૩૦]

૩. શાન્તરક્ષિતની પેઠે હરિભદ્રે પણ સાખ્યસંમત પ્રકૃતિકારણવાદની પર્યાલોચના કરી છે આ પર્યાલોચનામા પણ બન્નેનો ભૂમિકાભેદ દેખાઈ આવે છે શાન્તરક્ષિત પ્રકૃતિપરીક્ષામા સાખ્યની દલીલોને એક પછી એક નિરસ્ત કરે છે, પણ અંતે એ પ્રકૃતિવાદમાથી કાઈ ઉપાદેય સ્વરૂપે સ્વદૃષ્ટિએ દર્શાવતા નથી, જ્યારે હરિભદ્ર એ દર્શાવે છે પ્રકૃતિવાદનુ નિરસન કરતા કરતા જાણે હરિભદ્રના સમશીલ મનને એમ ન લાગ્યુ હોય કે આ પ્રકૃતિવાદમા પણ કાઈક રહસ્ય છે, તો તે પણ દર્શાવવુ ઘટે આવી કોઈ વૃત્તિથી તેમણે કહ્યુ કે જૈન પરંપરા પણ પોતાની દૃષ્ટિએ પ્રકૃતિવાદ સ્વીકારે છે તે દૃષ્ટિ એટલે કર્મતત્ત્વને સુખદુખના વૈષમ્યનુ મૂલ કારણ માનવુ તે જૈન પરંપરામા કર્મવાદનુ પ્રાધાન્ય છે અને એના પ્રાચીન શાસ્ત્રોમા કર્મપ્રકૃતિ નામનો એક ખાસ વિભાગ છે, જેમા કર્મતત્ત્વની બહુમુખી અને સૂક્ષ્મ વિચારણા છે ‘કર્મ’ પદ સાથે સંકલિત ‘પ્રકૃતિ’ પદ એ પરાપૂર્વથી કર્મપ્રકૃતિરૂપે જાણીતું છે. શાસ્ત્રના એ વિભાગ અને તેમા અનિપાદિત કર્મપ્રકૃતિ તત્ત્વ એ બન્નેનુ જાણે હરિભદ્રને સ્મરણ થઈ ન આવ્યુ હોય અને તેમાથી તુલનાનુ દૃષ્ટિબિંદુ સૂઝી આવતા એમણે પ્રકૃતિવાદનો[31] અર્થ પોતાની રીતે દર્શાવ્યો ન હોય તેમ લાગે છે.

પણ હરિભદ્રની તુલના અને સમત્વદૃષ્ટિ માત્ર શબ્દના અનેક અર્થોમા જ પૂરી નથી થતી એમનુ એ કથન તો એક ભૂમિકારૂપ છે આ ભૂમિકા ઉપર આવીને જે સાખ્ય મતનો સયુક્તિક પ્રતિવાદ પોતે કર્યો છે, તે જ સાખ્ય મતના આદિદ્રષ્ટા તરીકે સર્વત્ર વિશ્રુત અને બહુમાન્ય એવા કપિલ ઋષિને ઉદ્દેશી જે કહે છે તે તેમના ઉચ્ચ આશયની પ્રતીતિ કરાવે છે હરિભદ્રે કહ્યુ કે મારી દૃષ્ટિએ પ્રકૃતિવાદ પણ સત્ય છે, કારણ કે એના પ્રણેતા જે કપિલ છે તે દિવ્ય-લોકોત્તર મહામુનિ[32] છે સાપ્રદાયિક ખડનમડનના વર્તુલમા કોઈ વિદ્વાને પોતાના પ્રતિવાદીનો આટલા આદરથી નિર્દેશ કર્યો હોય તો તે એક હરિભદ્ર જ છે

૪ શાન્તરક્ષિતે જુદે જુદે સ્થળે જૈન મતન્ગેની પરીક્ષા કરી છે, તો હરિભદ્રે બૌદ્ધ મતન્ગેની, પણ અહી બન્નેના દષ્ટિકોણા જુદા છે શાન્તરક્ષિન માત્ર ખડનપટુ છે, હરિભદ્ર વિરોધી મતની તર્કપુરસર સમીક્ષા કરતા પણ સભવ હોય ત્યા, કાઈક સાર તારવી તે મતના પુરસ્કર્તાને સન્માને છે જ્યારે હરિભદ્રે બૌદ્ધ ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ એ ત્રણે વાદોની સમીક્ષા કરી, ત્યારે પણ તેમણે એ વાદોના પ્રેરક દષ્ટિબિંદુને અપેક્ષાવિશેષે ન્યાય્ય સ્થાન આપ્યુ અને સ્વસપ્રદાયના પુરસ્કર્તા શ્રમણ મહાવીર આદિને જે વિશેષણોથી નિર્દેશે તેના જ વિશેષણોથી એમણે બુદ્ધને પણ નિર્દેસ્યા અને કહ્યુ કે બુદ્ધ જેવા મહામુનિ તેમજ અર્હતની દેશના અર્થહીન હોઈ ન શકે [33] એમ કહી તેમણે સૂચ યુ કે ક્ષણિકત્વની એકાગી દેશના આસક્તિનિવૃત્તિ માટે જ હોઈ શકે [34] એ જ રીતે બાહ્ય પદાર્થોમા રચ્યાપચ્યા રહેનાર અને આધ્યાત્મિક તત્ત્વથી સર્વથા પરાઙ્મુખ એવા અધિકારી ઓને ઉદ્દેશીને જ બુદ્ધે વિજ્ઞાનવાદ ઉપદેશેલો હોવો જોઈએ [35] શૂન્યવાદ પણ તેમણે જિજ્ઞાસુ અધિકારીવિશેષને લક્ષમા રાખીને જ ઉપદેશેલો છે એમ માનવુ જોઈએ [36] કેટલાય વિજ્ઞાનવાદી અને શૂન્યવાદી બૌદ્ધ આચાર્યો સામે ઇતર બૌદ્ધ વિદ્વાનો તરફથી પ્રશ્ન ઉપસ્થિત થયો કે તમે વિજ્ઞાન અને શૂન્યતાની જ વાત કરો છો તો બૌદ્ધ પિટકોમા જે સ્કધ ધાતુ આયતન આદિ બાહ્ય પદાર્થોનો ઉપદેશ છે તેની શી ગતિ? આના જવાબમા ખુદ વિજ્ઞાનવાદી અને શૂન્ય વાદીઓએ પણ પોતાના સહબધુ બૌદ્ધ પ્રતિપક્ષીઓને હરિભદ્ર જેવા જ મતનનુ કહ્યુ છે કે બુદ્ધની દેશના અધિકારભેદે છે જેઓ લૌકિક સ્થૂળ ભૂમિકામા હોય તેમને એવી જ અને એમની જ ભાષામાં બુદ્ધ ઉપદેશ કરતા પછી ભલે એમનુ અતિમ તાત્પર્ય તેથી જુદુ હોય [37] બુદ્ધિભેદ શરૂઆતમા ન કરવો અને ક્રમે ક્રમે જિજ્ઞાસુઓને ઊડાણમા લઈ જવા એ બુદ્ધની દષ્ટિ યા નીતિ રહેલી છે જ્યારે બૌદ્ધ પરપરામા પણ ન સાધી શકાય એવા સામસામેના છેડાવાળા વાદો ઊભા

થયા, ત્યારે બૌદ્ધ વિદ્વાનોને પણ તે વાદોને ભૂમિકાભેદે ઘટાવવા પડ્યા હરિભદ્ર તો બૌદ્ધ નથી અને છતાંય તે બૌદ્ધ વાદોને અધિકારભેદે તેનુ યોગ્ય સ્થાન આપી એટલે સુધી કહે છે કે બુદ્ધ એ કોઈ સાધારણ વ્યક્તિ નથી, તે એક મહાન મુનિ છે આમ હોવાથી તેઓ જ્યારે અસત્યનો આભાસ કરાવે એવુ પણ વચન ઉચ્ચારે, ત્યારે તે એક સુવૈદ્યની પેઠે ખાસ પ્રયોજન વિના ન જ ઉચ્ચારે [૩૮] હરિભદ્રની આ મહાનુભાવતા, મારી દૃષ્ટિએ, દર્શનપર પરામા એક વિરલ ફાળો છે

૫ જેમ શાન્તરક્ષિતે ઔપનિષદિક આત્માની પરીક્ષામા બ્રહ્મા દ્વૈતવાદનુ નિરસન કર્યું છે, તેમ હરિભદ્રે પણ કર્યું છે જોકે હરિભદ્રે ષડ્દર્શનસમુચ્ચયમા મીમાસક દર્શનના પ્રસ્તાવમા બ્રહ્મવાદી દર્શનનો નિર્દેશ સુધ્ધા નથી કર્યો પણ જ્યારે તેઓ શાસ્ત્રવાર્તા સમુચ્ચયમા એ વાદનુ નિરસન કરે છે ત્યારે એમ તો કહી ન શકાય કે તેઓ બ્રહ્મવાદી દર્શનથી પરિચિત ન હતા ષડ્દર્શનસમુચ્ચયની રચના એમણે પહેલા કરી હોય અને તે વખતે તેઓ બ્રહ્મવાદી દર્શનથી પરિચિત ન હોય એમ પણ માની શકાતુ નથી એક તો હરિભદ્રના સમય સુધીમા ઔપનિષદિક બ્રહ્મવાદ બીજા કોઈ દર્શન કરતા ઓછો જાણીતો ન જ હતો—શ કરાચાર્ય પહેલા પણ અનેક આચાર્યો દ્વારા ઔપનિષદ દર્શન ઠીક ઠીક પ્રસિદ્ધિ પામ્યુ જ હતુ—અને એમ પણ નથી લાગતું કે ષડ્દર્શનસમુચ્ચયની રચના હરિભદ્રે પોતાની અપ્રૌઢ દશામા કરી તેથી, બહુ તો એટલુ જ કહી શકાય કે, હરિભદ્રને મન પ્રતિપાદ્ય આસ્તિક દર્શનોમા જૈમિનીય મીમાસાનુ સ્થાન પ્રધાન હશે કેમ કે તે કાળે કુમારિલ આદિ દ્વારા પૂર્વમીમાસાની વિશેષ પ્રતિષ્ઠા જામી હતી, એટલે હરિભદ્રે માત્ર એનુ વર્ણન કરી સંતોષ માન્યો હોય અસ્તુ

પરંતુ અહી પણ હરિભદ્ર શાન્તરક્ષિતથી જુદા પડે છે હરિભદ્ર બ્રહ્મવાદનુ નિરસન કર્યા પછી પણ તેનુ સ્વદૃષ્ટિએ તાત્પર્ય દર્શાવે છે હરિભદ્ર શ્રમણ પર પરાના છે અને સમદૃષ્ટિના પુરસ્કર્તા છે એમણે

વિચાર્યું હોવું જોઈએ કે ભેદપ્રધાન સૃષ્ટિના મૂળમાં અધિષ્ઠાન તરીકે યા કારણ તરીકે એકમાત્ર અખંડ બ્રહ્મતત્ત્વ છે એવી અદ્વૈતવાદીઓની માન્યતા વિશેષ-નિરપેક્ષ સામાન્યદૃષ્ટિએ તો સાચી છે, પણ સૃષ્ટિમાં અનુભવાતા ભેદો અને તેમાંથી ઊપજતું જીવનગત વૈષમ્ય, એનો ખુલાસો શો? આ વિચારમાંથી તેમને બ્રહ્માદ્વૈતનો સમભાવ સાથે મેળ બેસાડવાની સૂઝ પ્રગટી લાગે છે. તેઓ કહે છે કે શાસ્ત્રોમાં જે અદ્વૈતદેશના છે તે જીવનસાધનામાં વૈષમ્ય નિવારી સમભાવની સ્થાપના અર્થે છે.[૩૯] જો બ્રહ્માદ્વૈતની ભાવના દ્વારા જીવનમાં સમતા સાધવાનો ઉદ્દેશ ન હોય, તો એ બ્રહ્માદ્વૈત માત્ર વાદ પૂરતું જ રહી જાય અને અધ્યાત્મશાસ્ત્રોમાં જે યોગ દ્વારા સંક્લેશ નિવારી વિશુદ્ધિ સિદ્ધ કરવાની વાત છે તે તથા બંધ-મોક્ષવાદની વ્યવસ્થા કદી ઘટી જ ન શકે. આવા વિચારથી તેમણે બ્રહ્માદ્વૈતવાદનું નિરસન કર્યાં છતાં તેનું તાત્પર્ય સમતાસિદ્ધિમાં દર્શાવી બ્રાહ્મણ અને શ્રમણ પરંપરા વચ્ચે લાંબા કાળથી ચાલ્યા આવતા અંતરને સાંધવાનો બીજા કોઈએ કર્યો હોય તે કરતાં વિશેષ સારગ્રાહી પ્રયત્ન કર્યો છે.

## વ્યાખ્યાન ચોથું

### યોગપરપરામા આ. હરિભદ્રની વિશેષતા—૧

આ હરિભદ્રે યોગસાહિત્ય અને તેની પરપરામા શી શી અને કેવી વિશેષતા આણી છે તેનો કાઈક ખ્યાલ આવે તે દૃષ્ટિથી એ જોવુ જરૂરી છે કે પ્રાચીન સમયથી આ પરપરા કઈ કઈ રીતે વિકાસ પામતી રહી છે અને તેનુ સાહિત્ય કેવી રીતે ખેડાયુ છે

ઈસ્વીસન પૂર્વે લગભગ આઠમા સૈકાથી માડી ઉત્તરવર્તી સમયનો ખ્યાલ વધારે સારી રીતે આપે એવુ સાહિત્ય તો ઉપલબ્ધ છે જ તે પહેલાના સમયને લઈ યોગનો વિચાર જાણવો હોય તો કેટલેક અશે પુરાતત્ત્વીય અવશેષો અને કેટલેક અશે લોકજીવનમા જેના ઊડા મૂળ નખાયા છે તેવી પ્રથાઓ તેમ જ પૌરાણિક વર્ણનોનો આધાર લેવો અનિવાર્ય છે બહુ પ્રાચીન સમયમા 'યોગ' શબ્દ કરતા 'તપ' શબ્દ બહુ જ પ્રચલિત હતો એમ લાગે છે કે માનવીય જીવન સાથે તપનો મહિમા કોઈ ને કોઈ રીતે સકળાયેલો છે જ, તેથી જ આપણે જોઈએ છીએ કે કોઈ એવી પ્રાચીન મધ્યકાલીન કે અર્વાચીન ધર્મસસ્થા દુનિયામા નથી કે જેમા એક યા બીજે રૂપે તપનો આદર ન જ થતો હોય સિધુસસ્કૃતિના અવશેષોમા જે નગ્ન આકૃતિઓ મળી આવે છે તે કોઈ ને કોઈ તપસ્વીની સૂચક છે એમ સૌ સ્વીકારે છે અનેક વિચારકો એમ કલ્પે છે કે નન્દી અને બીજા સહચર પ્રતીકોનો સબધ જોતા તે નગ્ન આકૃતિઓ મહાદેવની સૂચક હોવી જોઈએ ? આ દેશમા મહાદેવ એક યોગી તપસ્વી યા અવધૂત તરીકે જાણીતા છે પૌરાણિક વર્ણનોમા અને લોકજીભે મહાદેવનુ જે સ્વરૂપ સુરક્ષિત છે તે એટલુ તો નિસદેહ સૂચવે જ છે કે લોકમાનસ ઉપર

એક એવા અદ્ભુત તપસ્વીની ન ભૂંસાય એવી ચિરકાલીન છાપ પડેલી છે. મહાદેવના એ લોકમાનસસ્થિત પ્રતિબિંબને જ્યારે આપણે ઐતિહાસિક યુગના અને વર્તમાન યુગના અનેક સાધકોના જીવન સાથે સરખાવીએ છીએ, ત્યારે એટલું તો લાગે જ છે કે મહાદેવના પૌરાણિક જીવન સાથે સંકલિત યોગચર્યા એ ભારતીય જીવનની જૂનામાં જૂની એક આધ્યાત્મિક સંપત્તિ છે. આ સંપત્તિનો વિકાસ કઈ કઈ રીતે થયો તે હવે ટૂંકમાં જોઈએ.

જે જે ક્રિયા, જે જે આચાર અને જે જે અનુષ્ઠાનોથી અસાધારણ ઓજ, બળ કે શક્તિ પ્રગટવાનો સંભવ મનાય છે, તે બધી જ ક્રિયાઓ, આચારો અને અનુષ્ઠાનો તપરૂપે વ્યવહારાતાં આવ્યાં છે. એમ લાગે છે કે તપનું સ્વરૂપ સ્થૂળમાંથી સૂક્ષ્મ ભણી ક્રમે ક્રમે વિકસ્યું છે; અને જ્યારે તપનો સૂક્ષ્મ અને અતિસૂક્ષ્મ અર્થ વિકસ્યો અને વિરલ સાધકોના જીવનમાં સાકાર થયો, ત્યારે પણ એનાં સ્થૂળ અને બાહ્ય અનેક સ્વરૂપો સમાજમાં અને ધર્મસંપ્રદાયોમાં પ્રચલિત રહ્યાં જ છે. તપનાં સ્થૂળ અને બાહ્ય સ્વરૂપમાં ઓછામાં ઓછી નીચેની બાબતોનો સમાસ થાય જ છે: (૧) ગૃહવાસ છોડી વન, ગુફા, સ્મશાન કે શૂન્ય જેવાં વિવિક્ત સ્થાનોમાં રહેવું. (૨) સામાજિક વેશભૂષાનો ત્યાગ; જેને લીધે કાં તો નગ્નત્વ અને જો વસ્ત્ર ધારણ કરવામાં આવે તોય તે જીર્ણકંથાપ્રાય અને અતિઅલ્પ. (૩) કાં તો જટાધારણ અને કાં તો સર્વથા મુંડત્વ. (૪) અનશનવ્રતનો આગ્રહ અને અશન કરવું હોય ત્યારે પણ તેની માત્રા બને તેટલી ઓછી અને તે પણ નીરસ. (૫) નાના પ્રકારનાં દેહદમનો. આ અને આના જેવી બીજી અનેકવિધ ચર્યાઓ તે કાળના તપસ્વીઓ આચરતા.[૨] એમ લાગે છે કે તેમનું લક્ષ મુખ્યપણે મનને જીતવાનું અને તે દ્વારા કોઈ ઐહિક કે પારલૌકિક સિદ્ધિ મેળવવાનું હતું જ; છતાં બહુ પ્રાચીન કાળમાં એ તપના પ્રકારો દેહદમનની સ્થૂળ ક્રિયાઓથી બહુ આગળ વિકસ્યા ન હતા. પણ એમાં વિચારનું તત્ત્વ

વિરોધ દાખલ થયું અને તેમને સમજાવા લાગ્યું કે માત્ર કઠોરમાં કઠોર દેહદમન પણ એમનું ધ્યેય સિદ્ધ કરી ન શકે આ વિચારે તેમને વાક્સયમ ભણી પ્રેર્યા અને મનની એકાગ્રતા સાધવાના વિવિધ ઉપાયોની શોધ ભણી પણ પ્રેર્યા અનેક સાધકો સ્થૂળ તપોના આચરણમાં જ ઇતિશ્રી લેખતા, છતાં કેટલાક વિરલ વિવેકી એ સ્થૂળ તપને અંતિમ ઉપાય ન માની, તેને એક બાહ્ય સાધન લેખી, તેનો ઉપયોગ કરતા અને મુખ્યપણે મનની એકાગ્રતા સાધવાના ઉપાયોમાં તેમ જ મનની શુદ્ધિ સાધવાના પ્રયત્નમાં જ પોતાની બધી શક્તિ વાપરતા આ રીતે તપોમાર્ગનો વિકાસ થતો ચાલ્યો અને તેના સ્થૂળ સૂક્ષ્મ અનેક પ્રકારો પણ સાધકોએ સ્વીકાર્યા જ્યાં લગી આ સાધના તપને નામે જ મુખ્યપણે ચાલુ રહી, ત્યાં લગીમાં એના ત્રણ ફાંટાઓ તો અસ્તિત્વમાં આવી જ ગયા તે આ (૧) અવધૂત, (૨) તાપસ અને (૩) તપસ્વી

અવધૂત એ લોકજીવન અને લોકચર્યાથી સર્વથા વિપરીત એનું વર્ણન પૌરાણિક સાહિત્યમાં સચવાયું છે તેમાંય ભાગવતપુરાણ ખાસ ઉલ્લેખનીય છે તેના પાંચમા સ્કન્ધના પાંચમા અને છઠ્ઠા અધ્યાયોમાં નાભિનન્દન ઋષભદેવની અવધૂત તરીકેની ચર્ચા વર્ણવી છે,[૩] અને અગિયારમા સ્કન્ધમાં ચોવીસ ગુરુ[૪] કરનાર દત્તની અવધૂત તરીકેની ચર્ચા છે અવધૂતનો ટૂંકમાં અર્થ એટલો જ છે કે તે સાધક મનુષ્ય હોવા છતાં બુદ્ધિપૂર્વક માનવીય સમાજની પ્રચલિત ચર્યાનો ત્યાગ કરી પશુ કે પક્ષી જેવું નિરવદ્ય જીવન જીવનાર જૈન પુરાણોમાં પણ ઋષભદેવ પ્રથમ તીર્થંકર તરીકે સ્થાન પામે જ છે[૫] તેમાં ભાગવત જેવું અજગર, ગાય મૃગ કે કાક જેવી ચર્યાનું વર્ણન તો નથી, છતાં જે ઉત્કટ તપનું વર્ણન છે તે એટલું તો સૂચવે જ છે કે ઋષભદેવ સર્વથા નિર્મમ થઈ જીવન જીવનાર કોઈ વિશિષ્ટ અવધૂત તરીકે લોકોમાં આદર પામેલા પ્રાચીન સમયની આ અવધૂત પરંપરા મહાદેવ, દત્ત કે એવા કોઈ પૌરાણિક યોગીઓને નામે ચાલતા પંથોમાં કોઈને

કોઈ રૂપે સચવાયેલી આજે પણ છે અવધૂતગીતા, એ જોકે અર્વાચીન ગ્રંથ છે, પરંતુ તેમાં અવધૂતનો થોડોક ખ્યાલ મળી રહે એવી વિગતો[6] પણ નોંધાયેલી છે જૈન અને બૌદ્ધ પરંપરામાંય એ અવધૂતનું સ્વરૂપ સચવાયેલું છે, અને ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક સાધનાના એક ઉપાય તરીકે એ ચર્યાનો આદર કરવામાં આવ્યો છે. આચારાંગ, જે ઉપલબ્ધ જૈન આગમોમાં વધારે પ્રાચીન લેખાય છે, તેમાં એક અધ્યયન (પ્રથમ શ્રુતસ્કંધનું છઠ્ઠું) છે, જેનું નામ જ 'ધૂત' છે એમાં ઉત્કટ ત્યાગીની જીવનચર્યાના ઉદ્ગારો છે, જે જૈન પરંપરામાં અન્યત્ર વર્ણિત ઋષભદેવ કે મહાવીરના જીવનની ઝાંખી કરાવે છે બૌદ્ધ પરંપરામાં જોકે જૈન પરંપરાની પેઠે તપ ઉપર કે દેહદમન ઉપર ભાર આપવામાં નથી આવ્યો, છતાં એમાંય સમાધિના ઉમેદવાર માટે પ્રથમ કેવું જીવન આવશ્યક છે તે દર્શાવતા ૧૩ ધુતાંગો વિસ્તારથી વર્ણવાયેલાં મળે જ છે[7] ધૂતાધ્યયનમાંની જૈન ચર્યા અને ધુતાંગોના વર્ણનમાં આવતી બૌદ્ધ ચર્યા તેમ જ અવધૂત પરંપરાના વર્ણનમાં આવતી અવધૂત યોગીની ચર્યા એ ત્રણેનું તુલનાત્મક અધ્યયન કરનારને એમ જણાયા વિના નહિ જ રહે કે આ ત્રણે ફાંટાઓ મૂળમાં એક જ પરંપરાના તીવ્ર-મૃદુ આવિર્ભાવો છે, જૈન અને બૌદ્ધ પરંપરામાં અવધૂતના સ્થાનમાં 'ધુત' પદ વપરાયું છે એટલું જ આમ છતાં પ્રાચીન અવધૂત પદ તપસ્વી, યોગી કે ઉત્કટ સાધકના અર્થમાં એટલું બધું રૂઢ થઈ ગયેલું કે કબીર અને જૈન સાધક આનંદઘન જેવા પણ પોતાની કૃતિઓમાં અવધૂ' પદ વારંવાર વાપરે છે[8]

જૈન આગમોમાં અનેક સ્થળે તાપસોનું વર્ણન છે[9] મહાભારત[10] અને પુરાણોમાં[11] પણ તાપસોના આશ્રમોની વાત આવે છે આ તાપસોની ચર્યા દેખીતી રીતે વિશેષ દેહદમનપરાયણ છે, છતાં અવધૂતોની ચર્યા કરતાં એ મોળી છે તાપસો પણ નગ્ન કે નગ્ન જેવા રહેતા, મૂળ, કંદ, ફળ આદિ ઉપર નભતા અને અન્ન લે તોય

તે ભિક્ષા દ્વારા અવધૂતો ખોપરી પણ રાખતા, તો તાપસો માત્ર લાકડાનું કે એવું કોઈ પાત્ર રાખતા, અને કેટલાક પાણિપાત્ર પણ રહેતા તેમ જ ભિક્ષાટન કરતા એમાંથી અનેક તાપસો પંચાગ્નિ તપ[12] કરતા અને કોઈ ને કોઈ રીતે સાદું તેમ જ ઉગ્ર જીવન જીવી મન વશ કરવા મથતા અતિશીત અને અતિઉષ્ણ સહન કરવું એ એમનો ખાસ વિધિ રહેતો આજે પણ આવા તાપસો છૂટાછવાયા અને કેટલીક વાર જૂથમાં મળે જ છે પરંતુ અવધૂત અને તાપસ વર્ગની તપશ્ચર્યામાંય સુધારો થવા લાગ્યો પંચાગ્નિ તપને બદલે માત્ર સૂર્યનો આતાપ લેવો એ જ ઇષ્ટ મનાયું ચાર દિશામાં સતત લાકડાં બાળી ધૂણી ધખાવવી, એમાં હિંસાનું તત્ત્વ જણાતાં એ વિધિ પડતો મુકાયો પત્ર, ફળ મૂળ કંદ જેવી વનસ્પતિ પર નભવું એ પણ વાનસ્પતિક જીવહિંસાની દૃષ્ટિએ ત્યાજ્ય લેખાયું જટા ધારણ કરતાં જે જૂ કે લીખનો સંભવ છે તેના વિચારથી સર્વથા મૌંડ્ય ઇષ્ટ મનાયું, અને સર્વથા મુંડન પણ અસ્તરાથી ન કરવું પણ પોતાને હાથે જ કેશોને ખેંચી કાઢવા એ નિરવદ્ય મનાયું આ રીતે તાપસ પ્રથામાં જે અહિંસાની દૃષ્ટિએ[13] વિશેષ સુધારો કે પરિવર્તન થયાં, તે તપસ્વી માર્ગ તરીકે જાણીતા થયા તપસ્વીમાર્ગ એ અહિંસાની દૃષ્ટિએ તાપસમાર્ગનું એક સંસ્કરણ જ છે પાર્શ્વનાથ અને વિશેષ કરીને મહાવીર આ તપસ્વીમાર્ગના પુરસ્કર્તા છે જૈન આગમોમાં જે પ્રાચીન વર્ણનો સચવાયાં છે, તેમાં તાપસ અને તપસ્વી જીવનની ભેદરેખા[14] સ્પષ્ટ છે તપસ્વી જીવનમાં ઉત્કટ, ઉત્કટતર અને ઉત્કટતમ તપને સ્થાન છે પણ એમાં દૃષ્ટિ મુખ્યપણે એ રહી છે કે એવું તપ આચરતાં સૂક્ષ્મ પણ જીવની વિરાધના ન થાય આ રીતે આપણે સંક્ષેપમાં જોયું કે મહાદેવના પૌરાણિક જીવનથી માંડી મહાવીરના ઐતિહાસિક વર્ણન સુધીમાં તપની બાહ્ય ચર્યાને આશ્રી ઉત્તરોત્તર કેવો સુધારો કે ફેરફાર થતો ગયો છે આ સુધારો કે વિકાસનું સમગ્ર ચિત્ર ભારતીય વાઙ્મયમાં મળી આવે છે

તપોમાર્ગનુ વર્ણન પૂરુ કરી આગળ વિચારીએ તે પહેલા ત્રણ ઐતિહાસિક તીર્થંકરની જીવનચર્યાની તુલના સક્ષેપમા કરી લઈએ બુદ્ધ, ગોશાળક અને મહાવીર એ ત્રણે સમકાલીન હતા તે કાળમા ઉત્તર અને પૂર્વ ભારતના વિશાળ પથરાટ ઉપર અનેક શ્રમણ અને પરિવ્રાજકોના જૂથો વિચરતા બધા પોતપોતાની રીતે ઉત્કટ કે મધ્યમ પ્રકારનુ તપ કરતા બુદ્ધે ઘર છોડ્યુ ત્યારથી જ તપશ્ચર્યા કરવા માડેલી એમણે પોતાને મુખે પોતાની તપશ્ચર્યાનુ જે વર્ણન કર્યું છે, અને જે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વનુ છે, તેમા, તેમણે પોતે આચરેલા, નાના પ્રકારના તપનો નિર્દેશ છે[૧૫] એ નિર્દેશ જોતા એમ કહી શકાય કે અવધૂતમાર્ગમા જે પ્રકારના તપ આચરવામા આવતા, બુદ્ધે એવા જ તપ કરેલા અવધૂતમાર્ગમા પશુ અને પક્ષીના જીવનનુ અનુકરણ કરતા તપો વિહિત છે બુદ્ધે એવા ઉગ્ર તપો સેવેલા ગોશાળક અને મહાવીર બન્નેય તપસ્વી તો હતા જ, પણ એમની તપશ્ચર્યામા ન હતો અવધૂતોના આગવા તપસ્યાનો અશ કે ન હતો તાપસોની વિશિષ્ટ તપસ્યાનો અશ બન્ને તીર્થનાયકો દેહદમન ઉપર ભાર આપતા, નગ્ન વિચરતા, સ્મશાન અને શૂન્ય ગૃહમા એકાકી રહેતા, લુખુ અને નીરસ આહાર લેતા અને લાબા લાબા ઉપવાસ પણ કરતા,[૧૬] છતા તેઓએ કદી બુદ્ધે આચર્યા છે તેવા તપોનત નહી જ આચરેલા બુદ્ધ અતે એ તપોમાર્ગ છોડી ફેટાય છે, ત્યાર ગોશાળક અને મહાવીર બન્ને તપશ્ચર્યાને છેક સુધી વળગી રહે છે આ મુદ્દાનુ વિશ્લેષણ કરતા એમ લાગે છે કે બુદ્ધ તપની ઉત્કટ કોટિ સુધી પહોચ્યા, અને જ્યારે એનુ પરિણામ એમને સતોષ ઉપજાવે એવુ ન આવ્યુ ત્યારે તરત મુખ્યપણે ધ્યાનમાર્ગ તરફ વળ્યા અને તપને નિરર્થક માનવા–મનાવવા લાગ્યા[૧૭] કદાચ આ એમના અતિ ઉત્કટ દેહદમનની પ્રતિક્રિયા હોય પણ ગોશાળક અને મહાવીરની બાબતમા એમ નથી એમણે ઉગ્ર તપ સાથે પહેલેથી જ ધ્યાન જેવા અતરતપ તરફ પૂરુ લક્ષ આપેલુ અને તેમણે એ પણ કહ્યુ કે

બાહ્ય તપ ગમે તેવું કઠોર હોય, છતાં એની સાર્થકતા અંતસ્તપ ઉપર અવલંબિત છે. તેથી તેમણે પોતાના તપોમાર્ગમાં બાહ્ય તપને અંતસ્તપના એક સાધન તરીકે જ સ્થાન આપ્યું.[૧૮] આને લીધે કદાચ તેમનામાં પ્રતિક્રિયા ન થઈ. ગોશાળકનું જીવનવૃત્ત મળે છે તે તો જૈન અને બૌદ્ધ ગ્રંથો દ્વારા, છતાં એમાંથી એટલો સાર તો નીકળે જ છે કે ગોશાળક પોતે અને એમનો આજીવક શ્રમણસંઘ નગ્નત્વ[૧૯] ઉપર વધારે ભાર આપતા.

બુદ્ધ, ગોશાળક અને મહાવીરની પેઠે બીજા પણ અનેક શ્રમણધર્મના નાયકો તે કાળે હતા. એમાં સાંખ્ય પરિવ્રાજકોનું વિશિષ્ટ સ્થાન હતું. એ પરિવ્રાજકો પણ તપ-ત્યાગ ઉપર ભાર આપતા જ, છતાં એમાં કેટલાક એવા સાધકો હતા જે મુખ્યપણે ધ્યાનમાર્ગી હતા અને ધ્યાન કે યોગના વિવિધ માર્ગોને અનુસરતા. બુદ્ધે પોતે જ એવા સાંખ્ય ગુરુઓ પાસેથી ધ્યાનની શિક્ષા લીધેલી.[૨૦] એટલાથી પણ એમને સંતોષ ન થયો, ત્યારે કેટલીક ધ્યાનની નવી પદ્ધતિઓ પણ એમણે અજમાવી. આ રીતે બુદ્ધથી જ ધ્યાનલક્ષી બૌદ્ધ પરંપરા શરૂ થઈ. સાંખ્ય પરિવ્રાજકોની ધ્યાનપ્રક્રિયા યોગ નામથી વિશેષે જાણીતી થઈ અને બુદ્ધની ધ્યાનપ્રક્રિયા સમાધિ નામથી વ્યવહારાઈ, જ્યારે આજીવક અને નિર્ગ્રંથ પરંપરાની સાધના તપ નામથી વ્યવહારાતી; છતાં નિર્ગ્રંથ પરંપરામાં એ માટે સંવર શબ્દ વિશેષે પ્રચારમાં આવ્યો. આમ યોગ, સમાધિ, તપ અને સંવર એ ચાર શબ્દો આધ્યાત્મિક સાધનાનાં સમગ્ર અંગ-ઉપાંગને સૂચવનાર તરીકે વ્યવહારમાં પ્રતિષ્ઠા પામ્યા છે.

દરેક આધ્યાત્મિક સાધક પોતાની સાધના કોઈ ને કોઈ પ્રકારના તત્ત્વજ્ઞાનને અવલંબીને જ કરતો. તત્ત્વજ્ઞાનની મુખ્ય ત્રણ શાખાઓ છે: (૧) પ્રકૃતિ-પુરુષ દ્વૈતવાદી, (૨) પરમાણુ અને જીવબહુત્વવાદી, (૩) અદ્વૈત બ્રહ્મવાદી. જે સાધના યોગ નામથી જાણીતી થઈ તેની સાથે મુખ્યપણે પ્રકૃતિ-પુરુષ દ્વૈતવાદનો સંબંધ દેખાય છે; સમાધિ,

તપ અને સંવર નામથી જે સાધના જાણીતી થઈ તેની સાથે પરમાણુ અને જીવમહત્ત્વવાદનો સંબંધ દેખાય છે, અને જે સાધના વેદાંત તરીકે વ્યવહારમાં આવી તેની સાથે મુખ્યપણે અદ્વૈત બ્રહ્મનો સંબંધ દેખાય છે

ઉપર સૂચવ્યું છે તેમ તત્ત્વજ્ઞાનનો ભેદ હતો, સાધનાના નામોમાં પણ ભેદ ચાલતો, છતાં એ દરેક સાધનાઓના માર્ગો અને અંગોનો વિચાર કરીએ છીએ ત્યારે એ દેખાય છે કે કોઈએ પોતાની સાધનામાં અમુક અંગને કે અમુક પદ્ધતિને પ્રાધાન્ય આપ્યું હોય, તો બીજાએ બીજા અંગ કે બીજી પદ્ધતિ ઉપર વધારે ભાર આપ્યો હોય એટલું જ. પણ એવી કોઈ આધ્યાત્મિક સાધના નથી દેખાતી કે જેમાં સાધનાના અંગ લેખે વિકાસ પામેલ આચાર અને વિચારોનો એક યા બીજી રીતે સમાસ થયો ન હોય

તત્ત્વજ્ઞાન સંપ્રદાયો અને સાધકોની ભિન્નતા છતાં આધ્યાત્મિક સાધના એક જ છે એમ જ્યારે કહીએ છીએ ત્યારે તેનો ભાવ શો છે એ અત્રે સમજી લેવું જરૂરી છે જીવન સાથે અનિવાર્ય રીતે વણાયેલા કે જડાયેલા જે જે માંગલિક તત્ત્વો છે તેને આવરનાર મળો કે કલેશોને નિવારવાનો સતત પ્રયત્ન કરવો એ જ આધ્યાત્મિક સાધના આ સાધનામાં મુખ્યપણે ભક્તિ, ક્રિયા—કર્મ, ધ્યાન અને જ્ઞાન એ ચાર ચિત્તગત ગુણો વિકસાવવાના હોય છે ઈશ્વર, વીતરાગ કે અન્ય કોઈ ઉદાત્ત આદર્શને સતત સંમુખ રાખી નિષ્ઠાપૂર્વક જીવનવ્યવહાર ચલાવવો તે ભક્તિયોગ શારીરિક અને માનસિક જીવન એવી રીતે જીવવું કે જેથી શરીર નીરોગ અને સબળ રહે અને સાથે સાથે મન ક્લેશોના આઘાત ન અનુભવે એ જ રીતે પોતે જે સમાજ કે સમષ્ટિમાં જીવતો હોય તે સમાજ કે તે સમષ્ટિને પોતાના વર્તન-વિચારથી ત્રાસ કે બાધા ન પહોંચાડવા—આવી જીવન કળા તે ક્રિયા યા કર્મયોગ બાહ્ય આકર્ષક ભોગ્ય વિષયોમાં સતત

प्रवृत्तिशील એવી ઇન્દ્રિયોના અનુગમન કે પારતન્ત્ર્યથી મુક્ત કરી મનને એવી રીતે સ્થિર કરવુ કે જેથી ઇન્દ્રિયો પોતે જ મનની અનુગામી કે મનપરતત્ર બને—આ ધ્યાન યોગ ઉપર સૂચિત ત્રણે યોગો દ્વારા મનની જ્ઞાનકળા એટલે સુધી વિકસાવવી કે તે દ્વારા મન પોતાનુ અતર બરાબર જાણી સમજી શકે અને પોતામા કયા કયા દોષો કઈ કઈ રીતે કામ કરે છે અને તે પોતાના તથા પરના જીવનમા કેવી રીતે ખનન પાડે છે એ યથાર્થ રીતે સમજી શકે તેમ જ એ કલેશોનુ મૂળ શુ છે ને તે કેવુ છે એને પકડી શકે—આ જ્ઞાનયોગ પાતજલ યોગશાસ્ત્રના પ્રથમ પાદમા ઈશ્વરપ્રણિધાન[21] વીતરાગધ્યાન[22] અને જપ[23] જેવા વિધાનોથી ભક્તિયોગ સૂચવ્યો છે બીજા પાદમા તપ, સ્વાધ્યાય અને યમ નિયમના જે સ્વરૂપો વર્ણવ્યા છે તથા પ્રથમ પાદમા મૈત્રી કરુણા આદિ જે ચાર ભાવનાઓ દર્શાવી છે તે દ્વારા કર્મયોગ સૂચવાય છે પ્રથમ પાદમા એકતત્ત્વાભ્યાસથી પ્રારભી સ્થૂળ સૂક્ષ્મ અણુ કે મહત્ એવા કોઈ પણ વિષયમા મનને રોકવાનો અને ક્રમે ક્રમે એ ધારણાની સ્થિતિથી સમાધિ સુધીની સ્થિતિ સાધવાનો જે વિધિ નિરૂપ્યો છે તે ધ્યાનયોગ છે અતર નિરીક્ષણ દ્વારા પોતામા પરના કલેશો અને તેનાથી અભિભૂત થતી સાત્ત્વિક શક્તિઓનુ પૃથક્કરણ કરાવે એવા વિવેકજન્ય જ્ઞાનને સિદ્ધ કરવાનો જે સયમ ત્રીજા પાદમા સૂચવ્યો છે તે જ્ઞાનયોગ છે આ રીતે પાતજલ યોગશાસ્ત્ર એ ચતુર્વિધ યોગો નિરૂપતુ એક અવિકલ યોગશાસ્ત્ર છે

પતજલિએ પોતાના સુઘડ અને પારદર્શી સૂત્રોમા ઉક્ત ચાર યોગોને કેન્દ્રમા રાખી બધી જ ચર્ચા કરી છે એની આ ચર્ચા એ પૂર્વકાલીન અનેક યોગશાસ્ત્રોના દોહનનુ અને સ્વાનુભવનુ પરિણામ છે પતજલિ પહેલા અનેક સાધ્ય યોગીઓ થઈ ગયેલા છે તેમા હિરણ્યગર્ભનુ નામ મોખરે છે[24] એનુ શાસ્ત્ર કે એનો ઉપદેશ એ હિરણ્યગર્ભ યોગ નામથી ઓળખાય છે એનો સમય નક્કી નથી પણ તે બહુ જ

પ્રાચીન છે એ નિ શક હિરણ્યગર્ભના યોગશાસ્ત્રથી ચાલી આવતી સાખ્યાનુલક્ષી યોગપ્રથા ભગવદ્ગીતામા બહુ જ સુરેખપણે અને કાવ્યમય શૈલીમા મળે છે આ રીતે ભગવદ્ગીતા અને પાતજલ યોગશાસ્ત્ર એ બે ગ્રથો એવા છે, જે સાખ્યતત્ત્વાવલબી યોગપ્રક્રિયાનુ પૂરેપૂરુ પ્રતિનિધિત્વ કરે છે

બુદ્ધે પોતાનો ધ્યાનમાર્ગ વિકસાવ્યો અને તેને લગતી જે જે ચર્ચાઓ સૂચવી તે પાલિ પિટકોમા છૂટીછવાઈ મળે છે, પણ એ બધી નાની-મોટી વિગતોનો યોગ્ય રીતે સગ્રહ બુદ્ધઘોષે પોતાના વિશુદ્ધિમાર્ગમા કર્યો છે તેમા જે શીલ અને સમાધિને લગતા પ્રકરણો છે તેમા બૌદ્ધ સમાધિશાસ્ત્રનુ પૂર્ણ હાર્દ આવી જાય છે બુદ્ધઘોષના આ સ્થવિરમાર્ગી ગ્રથ ઉપરાત મહાયાન પરપરામા તે વિષયના અનેક ગ્રથો છે, જેમા સમાધિરાજ, દશભૂમિશાસ્ત્ર અને બોધિચર્યાવતાર ખાસ વિશિષ્ટતા ધરાવે છે સ્થવિરવાદી અને મહાયાની પરપરાના એ ગ્રથો બૌદ્ધ તત્ત્વજ્ઞાનાવલબી સમાધિમાર્ગનુ પ્રતિનિધિત્વ કરે છે

પાર્શ્વનાથથી પ્રવર્તિત અને મહાવીર દ્વારા પુષ્ટ થયેલ તપોમાર્ગની સાધના સવર તરીકે ઓળખાય છે એ સવરના જુદા જુદા અગો આગમોમા મળે છે, પણ એ બધા જ અગ-પ્રત્યગોનુ સુશ્લિષ્ટ સકલન વાચક ઉમાસ્વાતિએ પોતાના તત્ત્વાર્થાધિગમસૂત્રમા કર્યું છે એ એક જ ગ્રથ જૈનતત્ત્વજ્ઞાનાવલબી સાધનામાર્ગનુ પૂરેપૂરુ પ્રતિનિધિત્વ કરે છે બૌદ્ધ અને જૈન પરપરાના જે જે ગ્રથો ઉપર સૂચવ્યા તેમા વસ્તુગતિએ તો પાતજલ યોગશાસ્ત્રમા નિરૂપાયેલ ચતુર્વિધ યોગની પ્રક્રિયા જ શબ્દાતરથી કે પરિભાષાભેદથી નિરૂપાઈ છે એટલે એમ કહી શકાય કે બધી જ આધ્યાત્મિક સાધનાઓ કોઈ એક જ મૂળગત પ્રેરણાના આવિર્ભાવો છે

વિક્રમના આઠમા-નવમા સૈકામા થયેલ હરિભદ્રને અધ્યાત્મ

વિષય ઉપર સુયવેન અને બીજો પણ વિશાળ સાહિત્ય વારસો મળેલો, જેના પ્રમાણો એમના પોતાના જ યોગ વિષયક મૂળ ગ્રંથો અને તેમની સ્વોપજ્ઞ વ્યાખ્યાઓમાંથી મળી રહે છે હરિભદ્ર માત્ર સાહિત્યિક વારસો જ ધરાવતા એમ પણ નથી તેમના યોગ વિષયક વિવિધ વિચારો અને પ્રતિપાદનો ઉપરથી એમ નિશ્ચિત લાગે છે કે તેઓ યોગમાર્ગના અનુભવી પણ હતા તેથી જ તેમણે સ્વાનુભવ અને સાહિત્યિક વારસાને બળે યોગ વિષયને લગતી એવી કૃતિઓ રચી છે કે જે યોગ પરંપરાને લગતા અત્યાર લગીના જ્ઞાન સાહિત્યમાં અનોખી વિશેષતા ધરાવે છે તત્ત્વજ્ઞાનને લગતા પોતાના ગ્રંથોમાં એમણે તુલના અને બહુમાનવૃત્તિ દ્વારા જે સમત્વ દર્શાવ્યું છે તે સમત્વની પરાકાષ્ઠા તો તેમના યોગ વિષયક ગ્રંથોમાં પ્રગટ થાય જ છે ઉપરાંત એ યોગ વિષયક ગ્રંથોમાં બે મુદ્દા એવા તરી આવે છે કે જે તેમના સિવાયની ઈતર કોઈ પણ કૃતિમાં એ એવા સ્પષ્ટરૂપે જોવા નથી તેમાંથી પહેલો મુદ્દો એ કે પોતાની પરંપરાને પણ નવી દૃષ્ટિની કડી ગોઠવી આપી તેમાં ખૂટતી કડીની પૂર્તિ કરવી તે અને બીજો મુદ્દો તે જુદા જુદા સંપ્રદાયો અને પંથો વચ્ચે સંકીર્ણ દૃષ્ટિને કારણે અધૂરા અભ્યાસને કારણે તેમ જ પારસ્પરિક પરિભાષાની ગેરસમજૂતીને કારણે જે અંતર ચાલુ આવતું અને પોષાતું તેને નિવારવાનો યથાશક્તિ પ્રયત્ન હરિભદ્રની આ વિશેષતાનું મૂલ્યાંકન કરવા માટે તેમના ચાર ગ્રંથોનું વિહંગમાવલોકન બસ છે પ્રસ્તુત છે તેમના એ ચાર ગ્રંથો પૈકી બે પ્રાકૃત ભાષામાં છે અને બે સંસ્કૃતમાં જે પ્રાકૃત ભાષામાં છે તે 'યોગવિંશિકા' અને 'યોગશતક' મુખ્યપણે જૈન પરંપરાની આચાર વિચારપ્રણાલીને અવલંબી લખાયેલા છે પણ એમ લાગે છે કે તે દ્વારા જૈન પરંપરાના રૂઢ માનસને વિશેષ ઉદાર બનાવવાનો તેમનો આશય હોય તેથી જ તેમણે યોગવિંશિકામાં જૈન પરંપરામાં પ્રચલિત એવી ચૈત્યવંદન જેવી દૈનિક ક્રિયાનો આશ્રય લઈ તેમાં જ્ઞાનયોગ, કર્મયોગ અને પ્રીતિ

ભક્તિ આદિ તત્ત્વો, જે ઇતર યોગ પરંપરામાં બહુ જાણીતાં છે, તેને ઘટાવ્યાં છે એટલું જ નહિ, પણ તેમણે રૂઢિવાદીઓને એ પણ સમજાવ્યું છે કે બહુજનસંમતિ એ કાંઈ સાચા ધર્મ કે તીર્થનું લક્ષણ નથી. સાચો ધર્મ અને ખરું તીર્થ એ તો એક પણ માણસની વિવેકદૃષ્ટિમાં સમાયેલ છે. આમ કહી તેમણે લોકસંજ્ઞા યા મહાજનો યેન ગતઃ સ પન્થા એનો પ્રતિવાદ કર્યો છે.[૨૫] આ એક આધ્યાત્મિક નિર્ભયતા છે.

## योगशतक

યોગશતકમાં જૈન તરીકે ઓળખાતા ધાર્મિક જીવનને ઉદ્દેશી વિચાર કર્યો છે. જેમ વૈદિક પરંપરામાં બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો છે, તેમ યથાર્થ જૈન જીવનના ચાર ક્રમવિકાસી વિભાગ છે. જૈનત્વ એ જાતિથી, અનુવંશથી કે કોઈ પ્રવૃત્તિવિશેષથી નથી મનાયું, પણ એ આધ્યાત્મિકતાની ભૂમિકા ઉપર મનાયું છે. જ્યારે કોઈ વ્યક્તિની દૃષ્ટિ મોક્ષાભિમુખ થાય છે, ત્યારે એ જૈનત્વની પ્રથમ ભૂમિકા. એનું પારિભાષિક નામ અપુનર્બન્ધક છે. મોક્ષ પ્રત્યેની સહજ શ્રદ્ધા-રુચિ અને તેની યથાશક્તિ સમજણ એ સમ્યગ્દૃષ્ટિ નામની બીજી ભૂમિકા છે. જ્યારે એ શ્રદ્ધારુચિ અને સમજણ અંશરૂપે જીવનમાં ઊતરે છે, ત્યારે એ દેશવિરતિ નામની ત્રીજી ભૂમિકા. તેથી આગળ જ્યારે સંપૂર્ણપણે ચારિત્ર યા ત્યાગની કળા વિકસવા લાગે છે ત્યારે એ સર્વવિરતિ નામની છેલ્લી ભૂમિકા. આ ચાર ભૂમિકાઓમાં સાધકે શું કરવું, શું વિચારવું અને આગળ પ્રગતિ કરવા કેમ મથવું એ યોગશતકમાં પ્રતિપાદિત છે. એક રીતે આ જૈન પરિભાષામાં જૈન પરંપરામાં ચાલ્યું આવતું વર્ણન છે— જેમ ઇતર પરંપરાઓના યોગગ્રંથોમાં તે તે પરંપરાની પરિભાષામાં વર્ણન મળે છે. એટલે યોગવિંશિકા અને યોગશતક એ બન્ને ગ્રંથો વિશે એટલું કહી શકાય કે તેની રચના જૈન પરંપરાના માળખામાં

ઉપર થયેલી છે પણ હરિભદ્રની જે મૂળગત સૂઝ છે તે આ સાંપ્રદાયિક ગણાય એવા પ્રથમાય આવ્યા વિના નથી રહી એમાંથી બે-ત્રણ બાબતોનો નિર્દેશ પૂરતો ગણાશે હરિભદ્ર કહે છે કે જેણે હજી ધર્મની સાચી ભૂમિકા સ્પર્શી નથી, પણ માત્ર જે અભિમુખ છે, તેવા પ્રથમ અધિકારીને લોક અને સમાજ વચ્ચે રહેતા આચરવાના ધર્મોનો ઉપદેશ આપવો જોઈએ, જેથી તે લૌકિક ધર્મથી વંચિત ન બને આમ કહી તેઓ ગુરુ દેવ, અતિથિ આદિના પૂજા સત્કાર અને દીનોને દાન આપવાનુ વિધાન કરે છે [૨૬] નિવૃત્તિની દિશામા વિશેષ ઝૂકનારાઓના સમાજમા ઘણી વાર આવા આવશ્યક લૌકિક ધર્મની ઉપેક્ષા થવા લાગે છે હરિભદ્રે કદાચ આ વસ્તુ તે કાળના જૈન સમાજમા જોઈ, અને તેમને થયુ કે આધ્યાત્મિક મનાતા નિવૃત્તિ પરાયણ લોકોત્તર ધર્મને નામે લૌકિક ધર્મોનો ઉચ્છેદ કદી ઇચ્છવા જેવો નથી તેથી જ તેમણે સમાજના ધારક અને પોષક બધા જ ધર્મોનુ આચરણ આવશ્યક માન્યુ તેઓ જ્યારે ગુરુ, દેવ અને અતિથિના આદરસત્કારની વાત કહે છે, ત્યારે માત્ર જૈન ગુરુ, જૈન દેવ કે જૈન અતિથિની વાત નથી કહેતા તેઓ તો વિદ્યા, કળા આદિ વિષયોને શીખવનાર બધા જ ગુરુવર્ગ અને માતાપિતા તેમ જ અન્ય વડીલ વર્ગને ઉદ્દેશી કહે છે એ જ રીતે સમાજમા જુદા જુદા વર્ગ દ્વારા પૂજાતા બધા જ દેવોને ઉદ્દેશી કહે છે અને અતિથિ વર્ગમા તેઓ બધા જ અતિથિનો સમાસ કરે છે વ્યક્તિગત અને સામાજિક જીવનમા લૌકિક ધર્મો સદ્‌ગુણપોષક અને સદ્‌ગુણવર્ધક બને છે અને ક્રમે તે સદ્‌ગુણોના વિકાસ દ્વારા લોકોત્તર ધર્મના—આધ્યાત્મિકતાના સાચા વિકાસમા પ્રવેશ થઈ શકે છે, એ વસ્તુ તેમણે એક સરસ દાખલાથી સમજાવી છે તેઓ કહે છે કે અરણ્યમાં ભૂલો પડેલો મુસાફર કેડી મળવાથી જેમ મુખ્ય માર્ગે ક્રમે આવી પહોચે છે, તેમ યોગનો પ્રથમ અધિકારી પણ લોકધર્મોનુ યથાવત્ પાલન કરતા કરતા સુસંસ્કાર અને વિવેક વધવાથી યોગના મુખ્ય

માર્ગમાં પ્રવેશે છે[૨૭] હરિભદ્ર પહેલા આવુ સ્પષ્ટ વિધાન કોઈ જૈનાચાર્યે ભાગ્યે જ કર્યું હશે

જૈન પરંપરા અહિંસાપ્રધાન હોઈ તેનો ધાર્મિક આચાર અહિંસાના પાયા ઉપર જ રચાયો છે, પણ મોટે ભાગે હિંસાવિરમણ આદિ પદો નિવૃત્તિસૂચક હોઈ એની ભાવાત્મક બાજુ ઉપેક્ષિત રહી છે હરિભદ્રે જોયુ કે હિંસાનિવૃત્તિ, અસત્યનિવૃત્તિ આદિ અણુવ્રતો કે મહાવ્રતો એ માત્ર નિવૃત્તિમા પૂર્ણ થતા નથી, પણ એની બીજી પ્રવર્તક બાજુય છે તેથી એમણે જૈન પરંપરામા પ્રચલિત અહિંસા, અપરિગ્રહ જેવા વ્રતોની ભાવના પૂર્ણપણે વ્યક્ત કરવા મૈત્રી, કરુણા આદિ ચાર ભાવનાઓ ઉપર પણ ભાર આપ્યો અલબત્ત, આ ભાવનાઓ યોગસૂત્ર[૨૮] અને તત્ત્વાર્થાધિગમસૂત્રમા[૨૯] છે જ, પણ એ ભાવનાઓનો વિકાસ મોટે ભાગે મહાયાની પરંપરા દ્વારા થયો છે. હરિભદ્ર પોતાના બીજા અનેક ગ્રંથોમા મહાયાની આદિ ઇતર પરંપરાએ પોષેલા ધર્મના ભાવાત્મક સદંશોને સ્વીકારી તેમાથી ઉત્તમ રસાયન નિપજાવે છે, તેમ યોગશતકમા પણ તેમણે એ ભાવનાઓને ગૂથી[૩૦] નિવૃત્તિ અને પ્રવૃત્તિ ધર્મના પારસ્પરિક ઉપકારરૂપ આધ્યાત્મિક રસાયન નિપજાવ્યુ હોય તેમ લાગે છે.

હરિભદ્રની તુલનાદૃષ્ટિ યોગશતકમા પણ દેખાય છે તેમણે યોગનુ લક્ષણ યા સ્વરૂપ ત્રણ દૃષ્ટિઓથી રજૂ કરી તુલનાનુ દ્વાર ઉઘાડ્યુ છે. યોગ એ શ્રેય સાધવાનો દીર્ઘતમ ધર્મવ્યાપાર છે એમા બે અંશો છે. એક નિષેધભાગીય અને બીજો વિધિભાગીય ક્લેશોને નિવારવા એ નિષેધ બાજુ તેને લીધે પ્રગટતી શુદ્ધિને કારણે ચિત્તની કુશળમાર્ગમા જ પ્રવૃત્તિ એ વિધિ બાજુ આ બન્ને બાજુઓને આવરતો ધર્મવ્યાપાર એ જ ખરી રીતે પૂર્ણ યોગ છે પણ આ યોગનુ સ્વરૂપ પતંજલિએ 'ચિત્તવૃત્તિનિરોધ'[૩૧] શબ્દથી પ્રધાનપણે અભાવમુખે સૂચવ્યુ છે, જ્યારે બૌદ્ધ પરંપરાએ 'કુશળ ચિત્તની એકાગ્રતા યા ઉપસંપદા'[૩૨] જેવા શબ્દો દ્વારા પ્રધાનપણે ભાવમુખે સૂચવ્યુ છે.

ઉપર ઉપરથી જોનારને આ બન્ને લક્ષણો ભલે વિરોધી લાગે પણ વસ્તુતઃ એમાં કશો જ વિરોધ નથી એક જ વસ્તુની બે બાજુઓને ગૌણ મુખ્યપણે દર્શાવવાના આ બે પ્રકારો છે ખરી રીતે આ ભાવ સૂચવવા જ હરિભદ્રે પાતંજલ અને બૌદ્ધ પરંપરાસંમત બન્ને લક્ષણોને તુલના દૃષ્ટિએ નિર્દેશ્યાં છે અને અંતે જૈનસંમત લક્ષણ જે તેમણે પોતાના બધા ગ્રંથોમાં યોજ્યું છે, તેમાં પહેલાંના બન્ને લક્ષણોનો દૃષ્ટિભેદે સમાવેશ સૂચવ્યો છે તેમનું અભિપ્રેત લક્ષણ એ છે કે જે ધર્મવ્યાપાર મોક્ષ તત્ત્વ સાથે જોડાણ કરી આપે તે યોગ [33] આ એમનું લક્ષણ સર્વગ્રાહી હોઈ તેમાં નિષેધભાગીય અને વિધિભાગીય બન્ને સ્વરૂપો આવી જાય છે

## योगविंशिका

વસુબન્ધુએ વિજ્ઞાનવાદપરત્વે વિંશિકા અને ત્રિંશિકા જેવા ગ્રંથો રચ્યા છે વીસ પદ્યનું પરિમાણ હોય તે વિંશિકા હરિભદ્રે આવી રચનાનું અનુસરણ કરી વિંશિકાઓ રચી છે એમણે એવી વીસ વિંશિકાઓ રચી છે અને તે બધી પ્રાકૃતમાં છે વીસે વિંશિકાનું સંસ્કૃત છાયા તેમ જ અંગ્રેજી સાર સાથે સંપાદન પ્રો. અભ્યંકરે કરેલું છે અને તે કૉલેજના અભ્યાસક્રમમાં પણ હતું આ વીસ વિંશિકાઓ પૈકી યોગવિંશિકા સત્તરમી છે તે બધી વિંશિકાઓ ઉપર કોઈ વિદ્વાને ટીકા રચી છે કે નહિ તે અજ્ઞાત છે પણ માત્ર યોગવિંશિકા ઉપર સંસ્કૃત ટીકા મળે છે એના રચયિતા છે ઉપાધ્યાય યશોવિજયજી એમણે પોતાની એક ગુજરાતી કૃતિમાં 'જોઈ યોગની વીશી રે' [34] એમ ઉલ્લેખ કર્યો છે એમણે યોગવિંશિકા ઉપર જે સંસ્કૃત ટીકા લખી છે તે એના મૂળ હાર્દને અતિસ્પષ્ટપણે રજૂ કરે છે, અને પ્રાસંગિક ચર્ચામાં ઉપાધ્યાયજી પોતાની તર્કશૈલીનો પણ યોગ્ય ઉપયોગ કરે છે એકંદર આ ટીકા તે વિંશિકાના[35] અનુશીલન માટે બહુ ઉપયોગી છે

યોગશતક એ જિનભદ્રના ધ્યાનશતક અને પૂજ્યપાદના સમાધિશતક જેવી શતપદ્યપરિમાણ રચનાઓનુ અનુકરણ છે. એમાં ૧૦૧ પદ્યો આર્યા છન્દમાં છે. ૧૯૨૨મા મે એની નોંધ લીધી ત્યારે એ ગ્રથ ઉપલબ્ધ ન હતો છેલ્લા વર્ષોમાં એની એક તાડપાત્રીય પ્રતિ સંશોધક વિદ્વાન્ મુનિશ્રી પુણ્યવિજયજીને મળી તે પ્રતિને આધારે તે ગ્રથનુ સંપાદન ડૉ ઇન્દુકલા ઝવેરીએ કર્યું છે અને તે ગુજરાત વિદ્યાસભાના ભો જે વિદ્યાભવન તરફથી ઈ સ. ૧૯૫૬મા પ્રગટ થયુ છે. એ શતકની કોઈ વ્યાખ્યા થઈ હોય તો તે જ્ઞાત નથી, પણ એનો અર્થ, એનુ તુલનાત્મક વિવેચન તેમજ અગત્યના મુદ્દાઓને લગતાં અનેક પરિશિષ્ટો અને ચિન્તન પ્રસ્તાવના યુક્ત હોઈ એ સંસ્કરણ ગુજરાતી ભાષામા ગ્રંથના હાર્દને સમજાવવા સાથે યોગતત્ત્વ અને યોગના સાહિત્યને લગતી ઘણી માહિતી પૂરી પાડે છે.

## વ્યાખ્યાન પાંચમું

### યોગપરંપરામાં આ. હરિભદ્રની વિશેષતા—૨

આચાર્ય હરિભદ્રે યોગ પરંપરામાં શી શી અને કઈ કઈ વિશેષતા આણી છે એ અંગે ચોથા વ્યાખ્યાનમાં એમના બે પ્રાકૃત ગ્રંથોને લઈ ટૂંકમાં સંકેત કરવામાં આવ્યો છે, પરંતુ યોગ પરંપરામાં એમણે જે અસાધારણ વિશેષતા અર્પી છે તે તો એમના ઉપલબ્ધ બે સંસ્કૃત ગ્રંથો દ્વારા જ જાણી શકાય તેમ છે એ બે ગ્રંથો અનુક્રમે 'યોગબિંદુ' અને 'યોગદૃષ્ટિસમુચ્ચય' નામથી જાણીતા છે આ બે ગ્રંથોમાં એમણે સાંગોપાંગ યોગતત્ત્વનું જ નિરૂપણ કર્યું છે એમણે આ બે સંસ્કૃત ગ્રંથો ઉપરાંત બીજા પણ 'ષોડશક' આદિ અનેક પ્રકરણ ગ્રંથોમાં યોગતત્ત્વની થોડીઘણી ચર્ચા તો કરી જ છે, પરંતુ પ્રસ્તુત બે ગ્રંથો એમની યોગચર્ચા વિષયક નાની મોટી બધી જ કૃતિઓથી તદ્દન જુદા પડે છે એટલું જ નહિ, પણ એમના સમય સુધીમાં જે જુદી જુદી ધર્મપરંપરાઓએ યોગ વિષયક સાહિત્ય રચ્યું છે અને જે ઉપલબ્ધ છે તેમ જ જે મારા જોવામાં આવ્યું છે, તે સમગ્ર સાહિત્યની દૃષ્ટિએ પણ હરિભદ્રની પ્રસ્તુત બે કૃતિઓ ખાસ અનોખું સ્થાન ધરાવે છે આમ જૈન અને જૈનેતર બધી જ જ્ઞાત પરંપરાઓની યોગ વિષયક કૃતિઓથી હરિભદ્રની પ્રસ્તુત કૃતિઓનું સ્થાન અનોખું છે, એમ જ્યારે કહેવું હોય ત્યારે એના સમર્થક બની રહે એવા થોડા પણ સબળ આધારો નિરૂપવા જ રહ્યા આ વિચારથી છેલ્લા અને પાંચમા વ્યાખ્યાનમાં એવા આધારોની ચર્ચા કરવા ધારી છે

જૈન પ્રાચીન આગમોમાં પ્રતિપાદિત યોગ યા ધ્યાનને લગતી સમગ્ર વિચારસરણીથી હરિભદ્ર સુપરિચિત હતા વધારામાં તેઓ સાંખ્ય–યોગ, શૈવ–પાશુપત અને બૌદ્ધ આદિ પરંપરાઓના યોગ

વિષયક ગ્રન્થાનોથી પણ વિશેષ પરિચિત અને જાણકાર હતા તેથી તેમને એ સમય સુધીમા બીજાને ભાગ્યે જ સૂઝ્યો હોય તેવો એક વિચાર આવ્યો લાગે છે. તે વિચાર એટલે જુદી જુદી પરંપરાઓમા યોગતત્ત્વ વિશે મૌલિક સમાનતા જ નહિ, પણ એકતા હોવા છતા પરસ્પર સમજાતું કે મનાતું અંતર નિવારવું તે હરિભદ્રે જોયું કે ખરો સાધક ગમે તે પરંપરાનો હોય, છતા એનો આધ્યાત્મિક વિકાસ તો એક જ ક્રમે થાય છે, તેના તારતમ્યવાળા સોપાનો અનેક સભવે, પણ વિકાસની દિશા તો એક જ હોય છે. એટલે એનુ નિરૂપણ જુદી જુદી પરિભાષાઓમા હોય, એની શૈલી પણ ભિન્ન હોય, છતા એ નિરૂપણનો આત્મા તો એક જ હોવાનો આ એમની દૃષ્ટિ અનેક યોગ પરંપરાઓના પ્રતિષ્ઠિત ગ્રંથોના પૂરા અને યથાર્થ અવગાહનને લીધે ઘડાયેલી લાગે છે તેથી જ તેમણે નિશ્ચય કર્યો કે એવા ગ્રંથો લખવા કે જે સુલભ બધા જ યોગશાસ્ત્રોના દોહનરૂપ હોય અને જેમા કોઈ એક જ સપ્રદાયમા રૂઢ થયેલી પરિભાષા કે શૈલીનો આશ્રય ન લેતા નવી પરિભાષા અને નવી શૈલી એવી રીતે યોજવી કે જે દ્વારા અભ્યસ્ત બધી જ યોગ પરંપરાઓના યોગ વિષયક મૂળગત મંતવ્યો કેવી રીતે એક છે અથવા એકબીજાની તદ્દન નજીક છે એ દર્શાવી શકાય અને જુદા જુદા સપ્રદાયોમા યોગતત્ત્વ વિશેનુ જે પારસ્પરિક અજ્ઞાન પ્રવર્તતુ હોય તેને યથાસભવ નિવારી શકાય. આવા ઉદાત્ત ધ્યેયથી તેમણે પ્રસ્તુત એ ગ્રંથોની રચના કરી છે

આપણે એમના ઉદ્‌ગારોમા જ એમનુ ધ્યેય સાભળીએ :

> अनेकयोगशास्त्रेभ्य सक्षेपेण समुद्धृत ।
> दृष्टिभेदेन योगोऽयमात्मानुस्मृतये पर ॥ २०५ ॥
>
> —યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લોક ૨૦૫

> सर्वेषा योगशास्त्राणामविरोधेन तत्त्वत ।
> सन्नीत्या स्थापक चैव मध्यस्थास्तद्विद प्रति ॥ २ ॥
>
> —યોગબિન્દુ, શ્લો૦ ૨

આ બીજા પદ્યમા મધ્યસ્થ યોગજ્ઞને ઉદ્દેશી કહ્યુ છે કે યોગબિંદુ એ બધા યોગશાસ્ત્રોનુ અવિરોધી યા વિસવાદરહિત સ્થાપન કરનાર એક પ્રકરણ છે આ કથનમા ત્રણ બાબતો મુખ્ય છે (૧) મધ્યસ્થ અને તે પણ યોગજ્ઞ (૨) સર્વ યોગશાસ્ત્રોનો તાત્ત્વિક રીતે અવિરોધ આ કથનમા હરિભદ્રે સભવિત સર્વ યોગ શાસ્ત્રોનુ અવગાહન કર્યાની સૂચના છે આવુ અવગાહન બીજા કોઈએ કર્યું હોય તો તેનો પુરાવો આવો સ્પષ્ટ નથી જોકે બધા સારા શાસ્ત્રોમા સમાનવિષયક ગ્રથોનુ અવગાહન હોય છે, છતા પાતજલ કે બૌદ્ધ આદિ કોઈ એવુ યોગશાસ્ત્ર નથી કે જેમા સર્વ તન્ય યોગ શાસ્ત્રોનુ દોહન કરી તાત્ત્વિક અવિરોધ દર્શાવવામા આવ્યો હોય, અર્થાત્ તુલના કરી હોય (૩) 'તત્ત્વત' અને 'અવિરોધ' એ બે પદ અર્થવાહી છે શાબ્દિક કે સ્થૂલ વિરોધ એ મહત્ત્વનો નથી, જે વિરોધ મૂળગામી હોય તે જ વિરોધ કહેવાય હરિભદ્ર કહે છે કે યોગશાસ્ત્રોમા જે મૂળગામી અવિરોધી વસ્તુ છે તેનુ અત્રે સ્થાપન છે અને તે પણ યોગજ્ઞ મધ્યસ્થોને ઉદ્દેશીને બીજા માટે એવુ સ્થાપન કાર્યકર નથી યતુ 'पक्षपातो न मे वीरे'[1] એ ઉદ્ગાર તેમનો સ્વાભાવિક હોઈ અહી પણ 'મધ્યસ્થ' પદથી તે સૂચવાય છે

## योगदृष्टिसमुच्चय અને योगबिन्दु

યોગદૃષ્ટિસમુચ્ચય'મા ૨૨૮ પદ્યો છે, જ્યારે 'યોગબિંદુ'મા ૫૨૭ છે બધા જ પદ્યો અનુષ્ટુપ છદમા છે 'યોગદૃષ્ટિસમુચ્ચય'ની વ્યાખ્યા સક્ષિપ્ત છે પણ તે સ્વોપજ્ઞ છે જ્યારે 'યોગબિંદુ'ની વ્યાખ્યા સ્વોપજ્ઞ હશે તોય તે જ્ઞાત નથી ઉપલબ્ધ વ્યાખ્યા અન્ય કૃત છે અને તેના કર્તાનુ નામ અજ્ઞાત છે, પણ એકદર એ વ્યાખ્યા બહુ સ્પષ્ટ છે અલબત્ત તેમા મૂળ ગ્રથનો આશય સમજાવવાનો ઠીક ઠીક પ્રયત્ન દેખાય છે છતા એમા સપ્રદાયગત છાપ ક્વચિત્ તરી આવે છે

આત્મા, ચેતન, જીવ યા ચિત્તતત્ત્વનું ચેતનારૂપે સ્વતંત્ર અસ્તિત્વ; તેની સાહજિક શુદ્ધિ અને છતાં ક્લેશો તેમ જ અજ્ઞાનની વૃત્તિઓથી શુદ્ધિનું આવરણ; એ આવરણોના ક્રમિક હ્રાસ દ્વારા અંતે પૂર્ણ ક્ષયની શક્યતા તેમ જ એ ક્રમે શુદ્ધિનો વિકાસક્રમ; આવરણોના નિવર્તક તેમ જ વિકાસક્રમના સાધક એવા અનેક ઉપાયોનો જીવનમાં અનુભવ તથા તેની કાર્યક્ષમતા—આ યોગતત્ત્વ યા અધ્યાત્મસાધનાના મૂળભૂત સિદ્ધાન્તો છે. આ સિદ્ધાન્તો વિશે કોઈ પણ યોગ પરંપરાની વિપ્રતિપત્તિ નથી; તેની વિગતોમાં ભલે ક્વચિત્ મતભેદ દેખાતો હોય. તેથી જ હરિભદ્રે એ પાયાનાં તત્ત્વોને કેન્દ્રમાં રાખી પોતાની આગવી પરિભાષા બન્ને ગ્રંથોમાં યોજી છે, અને તે દ્વારા તેમની નિરૂપણશૈલી પણ આગવી જ બની છે. ખૂબી તો એ છે કે બન્ને ગ્રંથોમાં પણ તેમણે એક જ પરિભાષા નથી સ્વીકારી. જાણે એમના મનમાં યોગતત્ત્વને લગતું અનુભવ-રસાયન એવું તૈયાર ન થયું હોય કે જે જુદી જુદી રીતે જુદા જુદા ગ્રંથોમાં વ્યક્ત થઈ કૃતાર્થ થવા તત્પર હોય.

'યોગદૃષ્ટિસમુચ્ચય'માં પહેલી યોગવિકાસના ક્રમને લગતી પરિભાષા ત્રણ વિભાગમાં આપી છે: ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ.[૨] ત્યારબાદ આગળ જતાં એ યોગતત્ત્વને આઠ દૃષ્ટિ યા આઠ પ્રકારના[૩] તારતમ્યવાળા ચડતા-ઊતરતા બોધના ક્રમમાં નિરૂપ્યું છે, જ્યારે 'યોગબિંદુ'માં યોગતત્ત્વને પાંચ ભાગમાં[૪] ગોઠવી તેનું સંપૂર્ણ ચિત્ર રજૂ કર્યું છે. બન્ને ગ્રંથોની પરિભાષા સમજાવતી વખતે તે તે યોગભૂમિને લગતી આવશ્યક બધી જ વિગતો તેમણે આપી છે. એ વિગતો આપતી વખતે એમણે ખાસ ધ્યાન એ રાખ્યું છે કે તે મુદ્દા પરત્વે જુદી જુદી યોગ પરંપરાના આચાર્યો કેવા એકમત છે, અને તે બધા શબ્દભેદથી કેવી રીતે એક જ વસ્તુ કહી રહ્યા છે એ દર્શાવવું. સાંખ્ય-યોગ, શૈવ-પાશુપત, બૌદ્ધ અને જૈન એટલી પરંપરાઓના યોગાચાર્યો અને તેમના અનેક ગ્રંથો હરિભદ્રની દૃષ્ટિ સમક્ષ છે જ. હરિભદ્ર પ્રસિદ્ધ યોગસૂત્રકાર પતંજલિનો ભગવત્

પતજલિ તરીકે નિર્દેશ કરે છે, જે સાખ્યયોગાચાર્ય છે તેઓ ભાસ્કરબધુને ભદત તરીકે નિર્દેશે છે, તેથી જણાય છે કે તે બૌદ્ધાચાર્ય હશે ભગવદ્દત્ત તરીકે જે નિર્દિષ્ટ છે તે મભરત શૈવ યા પાશુપત આચાર્ય હોવા જોઈએ[૫] તેઓ ગોપેન્દ્રના વચનનો બહુમાનપૂર્વક ઉલ્લેખ કરે છે, અને તે સ્થળે કહે છે કે હુ જે વસ્તુ કહેવા ઇચ્છુ છુ તેજ વસ્તુ ગોપેન્દ્ર પણ કહે છે[૬] ગોપેન્દ્રના કથનના ઉદ્ધરણ પરથી એ તો નિશ્ચિત છે કે તે સાખ્ય-યોગાચાર્ય છે હરિભદ્રના ગ્રથ સિવાય બીજા કોઈ આધારથી આ સાખ્યાચાર્યનુ નામ યા ઉદ્ધરણ અદ્યાપિ જ્ઞાત નથી કાલાતીત[૭] નામના એક ઇતર યોગાચાર્યનો પણ એમણે નિર્દેશ કર્યો છે એનુ વચન ઉદ્ધૃત કરી પોતાના વિચાર સાથે એની સરખામણી એમણે કરી છે કાલાતીત કઈ પરપરાના હશે એ ચોક્કસ કહી ન શકાય, પણ 'અતીત' પદનો સબધ જોતા કદાચ તે કોઈ શૈવ, પાશુપત યા અવધૂત જેવી પરપરાના હશે એવી કલ્પના થઈ આવે છે એમણે એક સ્થળે 'સમાધિરાજ'[૮] પદનો નિર્દેશ કર્યો છે 'સમાધિ' સાથે 'રાજ' પદ જોડાયેલુ જોઈ તે અજ્ઞાત ટીકાકારને એમ ભાસ્યુ લાગે છે કે 'સમાધિરાજ' એટલે સકળ સમાધિઓમા અતિમ અને મુકુટ જેવો પ્રધાન સમાધિ,[૯] પરતુ ઉપલબ્ધ યોગસાહિત્યના સ્વલ્પ પણ પરિચયથી મને એમ જણાયુ છે કે હરિભદ્રે વાપરેલ 'સમાધિરાજ' પદ એ ગ્રથવિશેષનુ બોધક છે તે ગ્રથ 'સમાધિરાજ' નામે જ જાણીતો છે અને અતિપ્રાચીન છે એ ગ્રથનો તેમજ તેની પ્રાપ્તિનો ઇતિહાસ ભારે રોમાચક છે આ ગ્રથ કનિષ્કના સમય જેટલો જૂનો છે તેના જુદે જુદે સમયે ચીની ભાષામા ત્રણ રૂપાતરો તો થયા જ છે અને તે મળે પણ છે ચોથુ રૂપાતર ટિબેટન ભાષામા થયુ છે મૂળ ગ્રથ કદમા નાનો, છતા ક્રમે ક્રમે તે વધતો ગયો છે જે ટિબેટન ભાષાન્તર છે તે તો મૂળ ગ્રથના છેલ્લા વધારાનુ ભાષાન્તર છે, અને એ છેલ્લો વધારાવાળો 'સમાધિરાજ' નેપાળમા મૂળરૂપે મળી આવે છે 'સમાધિરાજ'ની ભાષા

સંસ્કૃત છે, પણ તે 'લલિતવિસ્તર' અને 'મહાવસ્તુ' આદિ જેવી સંસ્કૃત પ્રાકૃત મિશ્ર છે આ ગ્રંથ ભારતમાં ઉપલબ્ધ ન હતો, પણ ગિલગિટના પ્રદેશમાંથી એક ભરવાડના છોકરાને બકરાં ચરાવતાં તે મળી આવ્યો જેની સાથે બીજા પણ થોડાક ગ્રંથો હતા એ ગ્રંથોનું સંપાદન કલકત્તા યુનિવર્સિટીના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ નલિનાક્ષ દત્તે યોગ્ય રીતે કર્યું છે અને તેની વિસ્તૃત ભૂમિકા પણ અંગ્રેજીમાં આપી છે ચીન અને તિબેટમાં એ ગ્રંથનું પહેલેથી જવું ત્યાં તેની પ્રતિષ્ઠા અને કાશ્મીરના એક પ્રદેશમાંથી એની પ્રાપ્તિ એમાં કનિષ્કના સમય સુધીમાં થયેલી ત્રણ ધર્મસંગીતિનો નિર્દેશ તેમજ તેની પ્રાકૃતમિશ્ર સંસ્કૃત ભાષા અને તેમાં લેવાયેલ શૂન્યવાદનો આશ્રય એ બધું જોતાં એમ લાગે છે કે એ 'સમાધિરાજ' કાશ્મીરના કોઈ પ્રદેશમાં નહિ તો છેવટે પશ્ચિમોત્તર ભારતના કોઈ ભાગમાં રચાયો હોવો જોઈએ

'સમાધિરાજ'ની પ્રતિષ્ઠા અને એનો પ્રચાર એવો હશે કે જેણે હરિભદ્ર જેવા જૈનાચાર્યનું ધ્યાન ખેંચ્યું જ્યારે હરિભદ્ર સર્વ યોગશાસ્ત્રોના આકલનની વાત કરે છે, ત્યારે ઉપર સૂચવેલ કેટલાક યોગાચાર્યોના નામ અને કેટલાક અજ્ઞાત ગ્રંથોના નિર્દેશો એમના એ કથનની યથાર્થતા પુરવાર કરે છે હરિભદ્ર એ એક જ એવા છે કે જેમના યોગ વિષયક આ બે ગ્રંથોમાં ઇતર કોઈના યોગગ્રંથમાં ન મળે એવી, ઐતિહાસિક અને તુલનાત્મક સામગ્રી મળી આવે છે

જીવનના બે પ્રવાહો એક ભોગ અને બીજો યોગ પ્રાણીમાત્રમાં જે બહિર્મુખ ઇન્દ્રિયાનુસરણવૃત્તિ છે તેને અનુસરવું એ અનુસ્રોતોવૃત્તિ યા ભોગપ્રવાહ એવી વૃત્તિથી ઊલટી દિશામાં અંતર્મુખ થઈ પ્રયત્ન કરવો તે યોગ યા પ્રતિસ્રોતોવૃત્તિ આ બે પ્રવાહો યા વૃત્તિઓની ખેંચની સીમા એવી હોય છે કે સાધક ક્ષણમાં ભોગાભિમુખ અને ક્ષણમાં યોગાભિમુખ પણ બને યોગાભિમુખતા ખરા અર્થમાં સિદ્ધ કરવી હોય ત્યારે અનેક ઉપાયોનું અવલંબન લેવું પડે છે એમાં એક ઉપાય

છે વૈરાગ્ય સામાન્ય રીતે વૈરાગ્ય આવશ્યક ઉપાય હોવા છતાં એની સમજણમાં તારતમ્ય રહેવું જ છે, અને તેને લીધે વૈરાગ્યને અમલમાં મૂકવાના અનેક માર્ગો પણ ખેડાયા છે આંખ, કાન આદિ ઇન્દ્રિયોને આકર્ષનાર સ્ત્રી, પુત્ર, ધન આદિ છે, તો એ આકર્ષક પદાર્થોનો જ ત્યાગ કરવો એ વૈરાગ્ય આવી સમજણથી ઘર અને ધનધાન્ય આદિના ત્યાગનો માર્ગ શરૂ થયો એવા ત્યાગ માટે તે તે આકર્ષક પદાર્થોમાં ડગલાબધ દોષો કલ્પાયા ને તે વિષયનું અકલ્પ્ય તેમજ ઘણી વાર પ્રતિક્રિયા કરે એવું વિશાળ સાહિત્ય રચાયું આવું સાહિત્ય બધી જ ભારતીય ત્યાગ પરંપરાઓમાં છે આ સામે વૈરાગ્ય વિશે બીજો વિચાર એવો ઊભો થયો કે આકર્ષક કહેવાતા પદાર્થો છોડો અથવા તેમાં તણાતી નેત્ર આદિ ઇન્દ્રિયોને રૂંધો તોય મનમાં એ પદાર્થો યાદ આવતા તે વિશે રાગ ઊપજવાનો જ, અને રાગ હોય તો પ્રતિકૂળ પદાર્થોમાં દ્વેષ ઊપજવો એ અનિવાર્ય છે તેથી બાહ્ય પદાર્થોના ત્યાગમાત્રથી વૈરાગ્ય સિદ્ધ ન થઈ શકે આ વિચારે અનેક સાધકોને પ્રેર્યા તેમાંથી કેટલાકે મનોજય કરવા માટે મનને મારવાનું જ સાધન શોધ્યું એ સાધન એટલે યેન કેન પ્રકારેણ મનને બૂઠું બનાવવું કે નિષ્ક્રિય બનાવવું આ માટે હઠયોગમાં કેટલીક પ્રણાલિકાઓ પણ દાખલ થઈ અને અણસમજુ સાધકો ભાવાવેશમાં કેફી પીણાં તેમજ ખાદ્યાખાદ્યના વિવેકશૂન્ય ઉપયોગમાં પણ તણાયા આ પ્રથા પણ ચાલતી અને અત્યારેય સાવ બંધ નથી પડી પણ વિશેષ વિચારક સાધકોએ જોયું અને કહ્યું કે મનને મારવું એટલે તેને બૂઠું કે નિષ્ક્રિય બનાવવું એવો એનો અર્થ નથી ઊલટું એ મનને અતિ લીન રાખીને તેમાં જે રાગ દ્વેષ અને અજ્ઞાનના મળો અને થરો પડ્યા હોય તેને નિવારવા અને એ મળોથી આવૃત્ત થયેલી ચિત્તની કે જીવનની વિશુદ્ધ શક્તિઓને જગાડી અને ઊર્ધ્વગામી માર્ગ ભણી પ્રેરવી એ જ ખરો એટલે પરવૈરાગ્ય છે હરિભદ્ર આવા પરવૈરાગ્યના પૂર્ણ સમર્થક હોવાથી તેમના પ્રસ્તુત બે ગ્રંથોમાં આકર્ષક સ્ત્રી પુત્ર

આદિનું દોષદર્શન નથી દેખાતું કે નથી દેખાતું મનને નિષ્ક્રિય કરવાનું એક પણ સૂચન એમણે તો પરવૈરાગ્યને ધ્યાનમાં રાખી બન્ને ગ્રંથોમાં યોગતત્ત્વની પોતાની રૂપરેખા રજૂ કરી છે

'યોગદષ્ટિસમુચ્ચય'માં એમણે એ રૂપરેખા બે રીતે નિર્દેશી છે. પહેલી ઇચ્છા, શાસ્ત્ર અને સામર્થ્યયોગ રૂપે,[૧૦] અને બીજી મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા એવી આઠ દૃષ્ટિ રૂપે[૧૧] પહેલી રૂપરેખા સંક્ષિપ્ત છે એ દ્વારા હરિભદ્ર કહે છે કે યોગતત્ત્વ ભણી અભિમુખ થવું એ પ્રથમ સોપાન અર્થાત્ ઇચ્છાયોગ આધ્યાત્મિક વલણને જીવનમાં ઉતારવા અનુભવી યોગીઓના વચનનો કે સાક્ષાત ઉપદેશનો આધાર લેવો તે શાસ્ત્રયોગ. અનુભવીની દોરવણી અને પોતાના અખંડ ઉત્સાહ તેમજ પુરુષાર્થ દ્વારા સ્વાધીન સામર્થ્ય આત્મસાત્ કરવું તે સામર્થ્યયોગ ત્રીજા યોગમાં પહોંચનાર પછી કોઈ શાસ્ત્રયોગની યા પરાવલંબનની અપેક્ષા નથી રાખતો. આનો અર્થ એવો નથી કે શાસ્ત્રયોગ ઉપયોગી નથી એનો અર્થ એટલો જ છે કે તે સામર્થ્યયોગની પેઠે અતીન્દ્રિય આધ્યાત્મિક વસ્તુઓની પ્રતીતિ પૂર્ણતયા અને વિશેષરૂપે કરાવી નથી શકતો, પણ એવા સામર્થ્યયોગમાં પ્રવેશના માર્ગની પૂર્વતૈયારી વખતે એનો પણ એની ચોક્કસ મર્યાદામાં ખાસ અધિકારી માટે ઉપયોગ છે[૧૨] શ્રી. અરવિંદે 'Synthesis of Yoga' નામના પોતાના પુસ્તકના 'Four Aids' એ નામના પ્રથમ પ્રકરણમાં જે शब्दब्रह्मातिवर्तते-ની વાત કરી છે, અને જે મહાભારત તેમજ ઉપનિષદમાં પણ નિર્દિષ્ટ છે, તે જ વાત હરિભદ્રે સામર્થ્યયોગ શબ્દથી સૂચવી છે

આ થઈ સંક્ષિપ્ત રૂપરેખા પણ હરિભદ્રે આ રૂપરેખાનો વિશેષ વિસ્તાર આઠ દૃષ્ટિના નિરૂપણ દ્વારા કર્યો છે દૃષ્ટિ એટલે તત્ત્વલક્ષી બોધ આવો બોધ એકાએક પૂર્ણપણે ભાગ્યે જ કોઈ વ્યક્તિમાં પ્રગટે છે એને પૂર્ણકળા પ્રાપ્ત કર્યા પહેલાં અસંખ્ય ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે છેલ્લી ભૂમિકાને પરાદૃષ્ટિ તરીકે ઓળખાવી તેમણે એ

પહેલાંની અસંખ્ય ભૂમિકાઓને માત્ર સાત ભાગમાં વહેંચી સાત દૃષ્ટિઓ રૂપે વર્ણવી છે. આઠ દૃષ્ટિમાંય પહેલી ચાર તો એવી છે કે જે એક રીતે ભોગ અને યોગની સીમા જેવી છે, જ્યારે છેલ્લી ચાર એ ખરેખર યોગનો પાકો પાયો નંખાયા પછીની છે. પહેલી ચારને એમણે એક જ 'અવેદ્યસંવેદ્ય' પદથી નિર્દેશી છે અને બીજી ચારને 'વેદ્યસંવેદ્ય' પદથી.[૧૨] હરિભદ્ર કહે છે કે યોગતત્ત્વના પાયાના સિદ્ધાન્ત જેવાં જે ચેતનનું સ્વતંત્ર અસ્તિત્વ ઇત્યાદિ તત્ત્વો છે તે અતીન્દ્રિય છે; એનો અડગ નિશ્ચય માત્ર શાસ્ત્રશ્રવણ જેવા ઉપાયોથી પણ સુસાધ્ય નથી. તે માટે સાધકે સત્સમાગમ, શાસ્ત્રશ્રવણ જેવા માર્ગો ઉપરાંત સ્વયં ઊહ કે ઊંડું મનન કરવું જરૂરી છે. જ્યાં લગી એ અતીન્દ્રિય તત્ત્વોની પાકી પ્રતીતિ ન થાય, ત્યાં લગી સાધક યોગની દિશામાં હોય તોય તે સંવેદ્યપદ-તત્ત્વને ન જાણતો હોઈ અવેદ્ય સંવેદ્યપદની ભૂમિકામાં છે. પણ જ્યારે એને પોતાના સ્વતંત્ર ચૈતન્ય આદિ અતીન્દ્રિય તત્ત્વોની અક્ષોભ્ય પ્રતીતિ થાય છે, ત્યારે તે વેદ્ય-સંવેદ્યપદની ભૂમિકામાં આવે છે. આ રીતે એમણે યોગની પક્વ ભૂમિકા અને તે પહેલાંની અપક્વ કે અસ્થિર ભૂમિકાનું નિરૂપણ તો કર્યું, પણ એમની સામે મૂળ પ્રશ્ન તો એ છે કે ભોગાભિમુખતાથી પરાઙ્મુખ થવાની પ્રારંભિક સ્થિતિથી માંડી એના વિકાસની આગલી બધી જ ભૂમિકાઓના તારતમ્યનું મૂળ કારણ શું? આ કારણનું નિરૂપણ એ જ યોગદૃષ્ટિઓના નિરૂપણનું હાર્દ છે.

ચેતન શારીરિક અને પ્રાણમય જીવનના અભ્યાસને લીધે પોતાના સહજ સમત્વકેન્દ્રને છોડી દે છે ને એવા જીવનોપયોગી અન્ય પદાર્થોમાં પોતાનું અસ્તિત્વ આરોપતો થઈ જાય છે. આ તેનો પોતાની જાત વિશેનો મોહ યા અજ્ઞાન એ અજ્ઞાન જ તેને સમત્વકેન્દ્રથી ચ્યુત કરી ઇતર પરિમિત વસ્તુઓમાં રસ લેતો કરે છે. એ રસ તે જ રાગદ્વેષ જેવા ક્લેશોનું પ્રેરક તત્ત્વ. આમ ચેતન યા ચિત્તનું વૃત્તિચક્ર અજ્ઞાન અને ક્લેશોના આવરણથી એટલું બધું રંગાઈ જાય છે કે

તેને લીધે જીવનપ્રવાહ પતિત જ રહે છે અનેક જ્ઞાત-અજ્ઞાત મોજાંથી એ અનુસ્રોતોવૃત્તિ ભેદાય છે, ત્યારે ચેતન સમત્વકેન્દ્ર ભણી વળે છે જેટના પ્રમાણમા તે સમત્વકેન્દ્ર ભણી વળતો જાય તેટલા પ્રમાણમા તેનો ક્લેશમળ મોળો પડતો જાય અને ક્લેશમળ ઘટતો જાય તે પેના અજ્ઞાનને પણ નમતું પાડતો જાય આ થઈ પ્રતિસ્રોતોવૃત્તિ અજ્ઞાન, મોહ કે અવિદ્યા—જેને જ્ઞેયાવરણ કહેવામા આવે છે તે—ખરી રીતે જોતા ચેતનગત સમત્વકેન્દ્રને જ આવરે છે, જ્યારે એમાથી પ્રવર્તતુ ક્લેશચક્ર એ બાહ્ય વસ્તુઓમા જ પ્રવર્તતુ રહે છે અજ્ઞાન અને તેથી પોષાતા ક્લેશચક્રનો વધતો જતો હ્રાસ એ જ ઉપર સૂચવેલ ભૂમિકાઓના તારતમ્યનુ કારણ છે હરિભદ્ર જૈન પરિભાષામા એને યોગ્યતા ભેદ કે ક્ષયોપશમવિશેષથી ઓળખાવે છે આવો યોગ્યતાભેદ સમજાવવા તેમણે કેટલાક દૃષ્ટાંતો આપી એ દર્શાવ્યુ છે કે એક જ દૃશ્યને એક જ દ્રષ્ટા પરિસ્થિતિવશ કે સ્વાતન્ત્ર્ય-પારતન્ત્ર્યવશ કે ઉમરભેદને લીધે યા ઇન્દ્રિયવૈગુણ્યને લીધે જુદી રીતે અને પ્રકારે નિહાળે છે હરિભદ્રની આ દૃષ્ટાન્તયોજના બાહ્ય ઇન્દ્રિયના પ્રદેશ પૂરતી છે, પણ તે દ્વારા એમણે આધ્યાત્મિક અજ્ઞાન અને જ્ઞાનની ભૂમિકાઓનુ તારતમ્ય કેમ થાય છે તે સૂચવ્યુ છે

હરિભદ્રના એ દૃષ્ટાન્તો સૌને સમજાય તેવા અને રોચક પણ છે કોઈ દ્રષ્ટા[૧૩] પાસે જ રહેલા દૃશ્ય પદાર્થને મેઘલી રાતે કે મેઘ વગરની રાતે નિહાળે, તેમજ વાદળથી ઘેરાયેલ દિવસે કે ચોખ્ખા દિવસે જુએ, વળી એ ચિત્તભ્રમની સ્થિતિમા કે એથી મુક્ત દશામા નીરખે, બાલ્ય કે એવી અપક્વ ઉમરે યા પક્વ ઉમરે જુએ, એ જ દ્રષ્ટા કમળો કે એવા રોગથી ગ્રસ્ત નેત્રે યા નીરોગ નેત્રે જુએ તો, તે દૃશ્ય અને દ્રષ્ટા એક જ હોવા છતા, તેના દર્શનમા અનેકવિધ તારતમ્ય હોય છે તે જ રીતે જીવ તો તે હોવા છતા અને તેનુ જીવન કે પ્રવૃત્તિક્ષેત્ર તેનુ તે હોવા છતાં તેના ઉપરના જ્ઞેયાવરણ અને ક્લેશાવરણની તીવ્રતા-મંદતાના તારતમ્યથી તેના આતરિક દર્શનમા

તારતમ્ય ઉદ્ભવે છે, ને એ જ તારતમ્ય મતભેદ ને વિચારભેદનુ બીજ હોઈ છેવટે દર્શનભેદમા પરિણમે છે હરિભદ્ર કહે છે કે આવો દર્શન ભેદ અનિવાર્ય છે પણ એવો દર્શનભેદ હોવા છતા તેમા ચાર ભૂમિકાઓ સુધી દૃઢ અભિનિવેશ પ્રવર્તે છે, તેને લીધે વિવાદ અને કુતર્ક ચાલે છે પણ પાચમી ભૂમિકા યા સ્થિરા દૃષ્ટિથી માડી આગળની ભૂમિકાઓમા અભિનિવેશ નથી રહેતો ને દર્શનભેદ હોવા છતા ભિન્ન ભિન્ન દર્શનોના જુદા જુદા આતરિક–મર્મ કારણોની સમજ પ્રગટવાથી તે બધા જ દર્શનો પ્રત્યે યથાર્થ સહાનુભૂતિ યા સમભાવ જન્મે છે આ તત્ત્વ વિગતે નિરૂપવા હરિભદ્રે 'યોગદૃષ્ટિસમુચ્ચય'મા શાસ્ત્રો અને પથોમા પ્રવર્તતા મતભેદો અને વ્યાખ્યાભેદોનો ભૂમિકા ભેદે વિસ્તારથી સમન્વય કર્યો છે અહી થોડાક દાખલા ટાકીએ —

(૧) હરિભદ્ર પોતે યોજેલી આઠ દૃષ્ટિઓને પતજલિવર્ણિત આઠ યોગાગ સાથે સરખાવે છે [૧૪] એ સરખામણીમા તેમણે યમ આદિ, અખેદ આદિ[૧૫] અને અદ્વેષ આદિ[૧૬] ત્રણ અષ્ટક વર્ણવ્યા છે એ સાથે જ પ્રથમ સૂચવ્યુ છે તેમ પતજલિ ભાસ્કરબધુ અને દત્ત જેવા યોગાચાર્યોના નામ આપ્યા છે [૧૭] તે ઉપરથી એમ લાગે છે કે એ ત્રણે આચાર્યોના ક્રમથી ત્રણ અષ્ટકોનો સબધ એમણે આઠ દૃષ્ટિ સાથે જોડ્યો હોય ગમે તેમ હો પણ હરિભદ્રની તુલનાદૃષ્ટિ વિશેષ વિસ્તરતી જાય છે

(૨) ગીતા આદિ અનેક ગ્રથોમા સન્યાસ' પદ બહુ જાણીતુ છે કોઈ જૈન આચાર્યે હરિભદ્ર પહેલા એને સ્વીકાર્યું નથી લાગતુ હરિભદ્ર એ સન્યાસ પદને સ્વીકારે છે એટલુ જ નહિ પણ ધર્મ સન્યાસ યોગસન્યાસ અને સર્વસન્યાસરૂપે ત્રિવિધ સન્યાસનુ[૧૮] વર્ણન કરી એમ સૂચવે છે કે જૈન પરપરા ગુણસ્થાનને નામે જે વિકાસક્રમ વર્ણવે છે તે આ ત્રિવિધ સન્યાસમા આવી જાય છે આગળ જતા હરિભદ્ર અસગાનુષ્ઠાન નિરૂપે છે [૧૯] અને કહે છે કે આવુ અનુષ્ઠાન અનેક પરપરાઓમા જુદે જુદે નામે જાણીતુ છે એવા

નામો ગણાવતા તેઓ પ્રશાન્તવાહિતા, વિસભાગપરિક્ષય, શિવવર્ત્મ અને ધ્રુવાધ્વા એવા નામ આપે છે[૨૦] આ નામ અનુક્રમે પાતંજલ, બૌદ્ધ, શૈવ અને પાશુપત કે તાન્ત્રિક જેવા દર્શનોમા જાણીતા છે

(૩) મહાભારત, ગીતા અને મનુસ્મૃતિ જેવા અનેક ગ્રંથોનુ પરિશીલન 'યોગદષ્ટિસમુચ્ચય મા તરી આવે છે તેમાથી ગીતાના પરિશીલનની ઊંડી છાપ હરિભદ્રના મન ઉપર અકિત થયેલી ભાસે છે ગીતામા સન્યાસ અને ત્યાગનો પ્રશ્ન વિસ્તારથી ચર્ચાયો છે ગીતાકારે માત્ર કર્મના સન્યાસને સન્યાસ ન કહેતા કામ્ય કર્મના ત્યાગને સન્યાસ કહેલ છે,[૨૧] અને નિયત કર્મ કરવા છતા તેના ફળમા અનાસક્ત રહેવા ઉપર મુખ્ય ભાર આપી સન્યાસનુ હાર્દ સ્થાપ્યુ છે[૨૨] હરિભદ્ર જૈન પરંપરાના વાતાવરણમા રહેતા એ પરંપરા નિવૃત્તિપ્રધાન તો છે જ, પણ સપ્રદાય વ્યવસ્થિત થતા એનુ બાહ્ય ખોખુ પહેલેથી એવુ ઘડાતુ આવેલુ કે જેમા પ્રવૃત્તિમાત્રના ત્યાગનુ માનસ પોષાતુ આવતુ હરિભદ્રે જોયુ કે વૈયક્તિક કે સામાજિક જીવનને સુવ્યવસ્થિત રાખવા માટે અનેક પ્રવૃત્તિઓ કરવી અનિવાર્ય છે એનો સર્વથા ત્યાગ કરવા ઉપર કે એની ઉપેક્ષા કરવા ઉપર ભાર અપાયાથી સાચો ત્યાગ સધાતો નથી ને કૃત્રિમતા પોષાય છે યોગ કે ધાર્મિક જીવનમા કૃત્રિમતાને સ્થાન હોઈ શકે જ નહિ તેથી એમણે ગીતાનિરૂપિત સન્યાસના બે તત્ત્વો 'યોગદષ્ટિસમુચ્ચય'મા નિરૂપ્યા કામ્ય યા ફલાભિસધિવાળા કર્મોનો જ ત્યાગ એ એક અને જે નિયત તેમજ અનિવાર્ય કર્માનુષ્ઠાન હોય તેમા પણ અસગતા યા અનાસક્તિ એ બીજુ આ બે તત્ત્વોને સ્વીકારી તેમણે ઇતર નિવૃત્તિપ્રધાન પરંપરાઓની પેઠે જૈન પરંપરાને પણ પ્રવૃત્તિના યથાર્થ સ્વરૂપનો બોધ આપ્યો છે

(૪) હરિભદ્ર સ્વભાવથી જ માધ્યસ્થપક્ષી છે તેથી તેઓ મિથ્યાભિનિવેશ કે કુતર્કવાદનો કદી પુરસ્કાર કરતા જ નથી એમણે 'યોગદષ્ટિસમુચ્ચય'મા કુતર્ક, વિવાદ અને મિથ્યા અભિનિવેશ ઉપર

જે મર્યાદિત ચર્ચા કરી છે[૧૨૩] તે, હું જાણું છું ત્યાં લગી, કોઈ પણ ભારતીય યોગગ્રંથમાં એ રૂપમાં નથી મળતી ભારતીય યોગ પરંપરાઓ કોઈ ને કોઈ તત્ત્વજ્ઞાનની પરંપરા સાથે જોડાયેલી છે જ તત્ત્વજ્ઞાનની પરંપરાઓ પોતાની સરસાઈ માટે એક યા બીજા મુદ્દા ઉપર ઘણીવાર શુષ્કવાદમાં ઊતરી જાય છે આવો એક શુષ્કવાદ સર્વજ્ઞ પરત્વે ચિરકાળથી ચાલ્યો જ આવે છે દરેક પરંપરા પોતાના મૂળ પ્રવર્તકને સર્વજ્ઞ માની ઇતર પરંપરાઓમાં કોઈ ને કોઈ ત્રુટિ બતાવતી આવી છે. તેથી દરેક પરંપરા માટે સર્વજ્ઞત્વનો પ્રશ્ન એ જાણે એક પ્રાણપ્રશ્ન બની ગયો છે સર્વજ્ઞ કોણ સર્વજ્ઞત્વનું સ્વરૂપ શું ઇત્યાદિ મુદ્દાઓની બાબતમાં ચાલતી તત્ત્વજ્ઞાનીય ચર્ચા આધ્યાત્મિક સાધના યા યોગમાર્ગને પણ કલુષિત ન કરે, યા એવી ચર્ચાને લીધે યોગસાધક કુતર્કજાળમાં ન સપડાય એવા ઉદાત્ત ધ્યેયથી હરિભદ્રે એ સૌથી આળા અને નાજુક મુદ્દાને લઈ કુતર્કમાં ન પડવાની વાતને અસાધારણ પ્રતિભા તેમજ નિર્ભયતાથી રજૂ કરી છે

હરિભદ્ર કહે છે કે આપણે સર્વજ્ઞત્વ વિશે ચર્ચા કરનાર છીએ અર્વાગ્દર્શી યા ચર્મચક્ષુ તો અતીન્દ્રિય એવા સર્વજ્ઞત્વનું વિશેષ સ્વરૂપ કેવી રીતે જાણી શકવાના[૧૨૪] તેથી એનું સામાન્ય સ્વરૂપ જ જાણી આપણે યોગમાર્ગમાં આગળ વધી શકીએ એ સામાન્ય સ્વરૂપ એટલે નિર્વાણતત્ત્વને જાણવું અને માનવું એટલું જ આવા સ્વરૂપમાં કોઈ વ્યક્તિ, નામ કે પંથભેદ હોઈ શકે નહિ નિર્વાણતત્ત્વનું જ્ઞાન કે આકલન[૧૨૫] એ જ બધા સર્વજ્ઞવાદીઓનું અભિપ્રેત સામાન્ય તત્ત્વ આટલું માન્યું તો સર્વજ્ઞનો સ્વીકાર થઈ જ ગયો આ ન માન્યું તો સર્વજ્ઞ શબ્દની અને સર્વજ્ઞ વિશેષની બડાઈ કરનાર કોઈ પણ સર્વજ્ઞને માને છે એમ ન કહી શકાય આમ કહી હરિભદ્રે પંથ પંથ અને પરંપરા પરંપરા વચ્ચે પ્રવર્તતા સર્વજ્ઞ વિશેના વિવાદને ગાળી નાખવાનો સરલ અને બુદ્ધિગમ્ય માર્ગ દર્શાવ્યો પણ આમ દર્શાવતા એમની સામે કેટલાક પ્રશ્નો તો ઉપસ્થિત થાય જ છે જો તમે કહો છો એ

રીતે સુગત, કપિલ, અર્હન્ આદિ બધા જ નિર્વાણતત્ત્વજ્ઞ હોઈ સર્વજ્ઞ છે, તો એમનામાં પથ અને ઉપદેશભેદ કેવી રીતે ઘટે? આનો ઉત્તર આપવામાં હરિભદ્રે પોતાનું તાર્કિક બળ પૂરેપૂરું વાપર્યું છે હરિભદ્ર ત્રણ રીતે ઉત્તર આપે છે પ્રથમ તો એ કે જે જુદા જુદા સર્વજ્ઞ તરીકે મનાતા મહાપુરુષોનો ભિન્ન ભિન્ન ઉપદેશ છે તે વિનેય અર્થાત્ શિષ્ય યા અધિકારીભેદને લક્ષમાં રાખી અપાયેલો છે.[૨૬] બીજું એ કે એવા મહાપુરુષોનો ઉપદેશ તાત્ત્વિક રીતે એક જ તાત્પર્યવાળો હોય છે, પણ શ્રોતાઓ પોતપોતાની શક્તિ પ્રમાણે એને જુદી જુદી રીતે ગ્રહણ કરે છે, તેથી દેશના એક જ હોવા છતાં નાના દેખાય છે[૨૭] ત્રીજું એ કે દેશ, કાળ, અવસ્થા આદિ પરિસ્થિતિભેદને લઈ મહાપુરુષો ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુ યા અપેક્ષાવિશેષથી જુદો જુદો ઉપદેશ આપે છે, પણ એ મૂળમાં તો સર્વજ્ઞમૂલક જ.[૨૮]

હરિભદ્ર આટલું કહીને જ વિરમતા નથી તેઓ કહે છે કે શાસ્ત્ર દ્વારા મળતું જ્ઞાન એ જેમ સામાન્ય વિષયક જ હોય છે, તેમ અનુમાન દ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન પણ સામાન્ય વિષયક જ હોય છે તેથી અનુમાન જ્ઞાન ઉપર અંતિમ મદાર બાંધી ન શકાય દરેક વાદી પોતાના પક્ષને સિદ્ધ કરવા અનુમાનનો આશ્રય લેતો અને તેને જ અંતિમ ઉપાય માની તેના ઉપર નિર્ભર રહેતો તેથી હરિભદ્રે ભર્તૃહરિના વચનને ટાંકી પોતાના વક્તવ્યનું સમર્થન કર્યું કે એક અનુમાનથી સિદ્ધ થયેલું બીજા વિશેષ નિપુણ વિદ્વાન દ્વારા અનુમાનથી જ ખંડિત થઈ જાય છે, તો એના ઉપર પૂરો મદાર કેમ રાખી શકાય?[૨૯] હરિભદ્ર આવી તર્કસરણી દ્વારા કુતર્કવાદ અને અભિનિવેશથી મુક્ત રહેવાની તાર્કિકતા દર્શાવે છે અને, જાણે પોતાની સતપ્રકૃતિ રજૂ ન કરતા હોય તેમ, ભારપૂર્વક કહે છે કે સામાન્ય જનનો પણ પ્રતિક્ષેપ એટલે કે તિરસ્કાર કરવો આર્યોને ન શોભે તો સર્વજ્ઞ જેવા મહાપુરુષનો પ્રતિક્ષેપ તો યોગ્ય ગણાય જ કેમ? એવો પ્રતિક્ષેપ યા નિંદા જિહ્વા-છેદ કરતાં પણ વધારે ભૂંડો છે[૩૦] છેવટે હરિભદ્ર સદાશિવ, પરબ્રહ્મ,

સિદ્ધાત્મા, તથાગત આદિ બધા જ નામોને એક નિર્વાણતત્ત્વનાં બોધક કહી તે તે નામે નિર્વાણતત્ત્વને ઓળખનાર અને અનુભવનારની ભક્તિ બાબતમા વિવાદ કરવાની ના પાડે છે હરિભદ્રનુ આ પ્રકરણ જાણે દાર્શનિકોના મિથ્યા અભિનિવેશના પાપનુ પ્રક્ષાલન ન કરતું હોય, તેમ લાગ્યા વિના રહેતું નથી

(૫) ગીતામા 'બુદ્ધિર્જ્ઞાનમસમ્મોહ'[૩૧] એ પદ આવે છે હરિભદ્રે એ પદને લઈ બુદ્ધિ કરતા જ્ઞાનની કક્ષા કેવી ચડિયાતી અને જ્ઞાન કરતા અસમ્મોહની કક્ષા કેવી ચડિયાતી છે એ રત્નની ઉપમા દ્વારા દર્શાવ્યુ છે, અને છેવટે કહ્યુ છે કે સદનુષ્ઠાનમા પરિણમતું જે આગમજ્ઞાન તે જ અસમ્મોહ[૩૨]

(૬) ન્યાય અને તર્કશાસ્ત્ર એ એક સૂક્ષ્મ વિદ્યા છે, દાર્શનિક જ્ઞાન માટે તે આવશ્યક પણ છે પરતુ ઘણીવાર તર્ક સમત ન રહેવાથી કુતર્ક બની જાય છે એવા કુતર્કનુ સ્વરૂપ સમજાવવા હરિભદ્રે એક બટુક વિદ્યાર્થીના વિકલ્પો નિર્દેશ કર્યો છે કોઈ મહાવતે સામે ચાલ્યા આવતા નવશિખાઉ તાર્કિક બટુકને સબોધી કહ્યુ કે હાથી મારી નાખશે, તો બાજુએ થઈ જા પેલો બટુક વિકલ્પપટુ અને તર્કરસિક હતો તેણે મહાવતને કહ્યુ હસ્તી પોતાને પ્રાપ્ત થયેલને મારે કે પ્રાપ્ત ન થયો હોય તેને પણ? પહેલા પક્ષમા તો એણે તને જ મારવો રહ્યો, કેમ કે તુ એને પ્રાપ્ત છે, અને બીજા પક્ષમા તો મારી પેઠે અનેક અપ્રાપ્ત છે તો મને જ કેમ મારે?[૩૩] હરિભદ્ર આ વિનોદી લાગતા ઉદાહરણ દ્વારા તત્ત્વચર્ચામા યોજાતી મિથ્યા કલ્પનાજાળનો નિર્દેશ કરી અધ્યાત્મ સાધકને તેથી બચવાની ચેતવણી આપે છે

કુતર્ક અને અભિનિવેશથી નિવૃત્ત થયા સિવાય યોગની પાકી ભૂમિકારૂપ પચમ દષ્ટિમા પ્રવેશ શક્ય જ નથી પછી તો હરિભદ્રે ક્રમે ક્રમે એક એક ચડતી દષ્ટિનુ નિરૂપણ કર્યું છે અને તેમા ઉપર

સૂચવેલ યોગના આઠ અંગોને ઘટાવ્યા છે, પણ તેનો અર્થ વિસ્તારીને. આ ઉપરાત પણ 'યોગદષ્ટિસમુચ્ચય'મા અનેક સાતત્ય અને અન્યત્ર સુલભ નહિ એવી બાબતોનો હરિભદ્રે નિર્દેશ કર્યો છે, પણ મારુ અવલોકન તો તે વિષયના જિજ્ઞાસુઓની દષ્ટિનો ઉન્મેષ કરવા પૂરતુ હોઈ એની વિશેષ ચર્ચાને અત્રે સ્થાન નથી

'યોગબિદુ'નુ પરિમાણ જેમ મોટુ છે તેમ એમા નિરૂપાયેલા વિષયો પણ ઘણા છે અને તે તત્ત્વજ્ઞાન તેમજ યોગસાધનાની દષ્ટિએ બહુ અગત્યના પણ છે, છતા આ સ્થળે તો એમાથી ખાસ ખાસ વિષયને લગતી કેટલીક એવી ચર્ચા કરવા ધારી છે કે જે વિશેષ જિજ્ઞાસુને 'યોગબિદુ'નુ આકલન કરવા પ્રેરે —

(૧) દાર્શનિક પરંપરાઓમા જગતના સ્રષ્ટા સંહર્તા તરીકે ઈશ્વરની ચર્ચા છે કોઈ એવા ઈશ્વરને કર્મનિરપેક્ષ કર્તા માને છે, તો કોઈ કર્મસાપેક્ષ[૩૪] વળી બીજા કોઈ એવા સ્વતંત્ર વ્યક્તિરૂપે ઈશ્વરને માનતા જ નથી[૩૫] આમ એ ભિન્નભિન્ન પ્રવાદો છે, પણ તે બધા જ પ્રવાદો વિશ્વસર્જનને ઉદ્દેશી પ્રવૃત્ત થયા છે જ્યારે યોગ પરંપરામા ઈશ્વરનો વિચાર ઉપસ્થિત થાય છે, ત્યારે એ સૃષ્ટિના કર્તા-ધર્તા તરીકે નહિ પણ સાધનામા અનુગ્રાહક તરીકે કેટલાક સાધકો એવી અનન્ય ભક્તિથી સાધના કરવા પ્રેરાય છે કે સ્વતંત્ર ઈશ્વર સંપૂર્ણપણે અનુગ્રહકર્તા છે એનો અનુગ્રહ ન હોય તો કાંઈ કરવાનુ મારુ ગજુ છે જ નહિ આ મુદ્દાને લઈને હરિભદ્ર એ વિષે પોતાનુ દષ્ટિબિંદુ રજૂ કરે છે તે કહે છે કે મહેશનો અનુગ્રહ માનીએ તોય સાધક પાત્રમા અનુગ્રહ પામવાની યોગ્યતા માનવી જ પડે એવી યોગ્યતા વિના મહેશનો અનુગ્રહ પણ ફળવાહી બની શકે નહિ[૩૬] તેથી ફલિત એમ થાય છે કે સાધકની યોગ્યતા એ મુખ્ય વસ્તુ છે એ હોય તો જ અનુગ્રહ વિશે વિચાર કરી શકાય જ્યારે સાધક પોતાની સહજ યોગ્યતાના વિકાસક્રમે અમુક ભૂમિકા સુધી પહોંચે, ત્યારે જ તે ઈશ્વરના અનુગ્રહનો અધિકારી બની શકે

તે સિવાય ઈશ્વરનો અનુગ્રહ માનવા જતા કાં તો બધાયને અનુગ્રહપાત્ર માનવા પડે અને કાં તો કોઈને નહિ. આ રીતે સાધકની યોગ્યતાનું તત્ત્વ સ્વીકાર્યા પછી પ્રશ્ન એ થાય છે કે અનુગ્રહકારી ઈશ્વર એ કોઈ અનાદિમુક્ત સ્વતંત્ર વ્યક્તિ છે કે સ્વપ્રયત્નને બળે પરિપૂર્ણ શુદ્ધ થયેલ કોઈ વ્યક્તિ છે? હરિભદ્ર કહે છે કે અનાદિમુક્ત એવા ઈશ્વરની સિદ્ધિ તર્કથી શક્ય નથી,૩૭ છતાં પ્રયત્નસિદ્ધ એવા શુદ્ધ આત્માને પરમાત્મા તરીકે સ્વીકારવામાં કોઈ આધ્યાત્મિકને વાંધો પણ નથી. તેથી એવા પ્રયત્નસિદ્ધ વીતરાગની અનન્યભક્તિ દ્વારા જે ગુણવિકાસ સભવે તેને ઈશ્વરના અનુગ્રહ તરીકે લેખવામાં કશો વિરોધ નથી.૩૮ આ રીતે હરિભદ્રે અનુગ્રાહક તરીકે સ્વતંત્ર ઈશ્વરનો સ્વીકાર ન કર્યો છતાં સાધકની યોગ્યતા અને વીતરાગના આદર્શનું અનુગમન એ બન્નેના સવાદને સાધનામાં ફલાવહ દર્શાવ્યો છે એ દર્શાવતાં તેમણે કહ્યું છે કે તેવો વીતરાગ ગમે તે હોય, એને કોઈ દેશ, જાતિ, પથ કે નામ સાથે સબધ નથી આ ચર્ચા દ્વારા હરિભદ્રે સધનામાં ભક્તિતત્ત્વની ઉપયોગિતા, સાધકની પોતાની પાત્રતા અને આદર્શના અનુસરણની અનિવાર્યતા, એ બધા તત્ત્વોનો મધ્યસ્થ ભાવે મેળ બેસાડ્યો છે.

(૨) વિશ્વસર્જનના કારણ તરીકે શું માનવું, એ બાબતમાં અનેક પ્રવાદો પુરાતનકાળથી પ્રવર્તે છે કાળ, સ્વભાવ, નિયતિ, યદચ્છા, ભૂત અને પુરુષ આદિ તત્ત્વોમાંથી કોઈ એકને તો કોઈ બીજાને કારણ તરીકે માનતા આ પ્રવાદો 'શ્વેતાશ્વતર ઉપનિષદ'-(૧.૨)માં તો નિર્દિષ્ટ છે જ, પણ 'મહાભારત'૩૯ આદિ અનેક ગ્રથોમાંય તેનો નિર્દેશ છે સિદ્ધસેન દિવાકરે એ પ્રવાદોનો સમન્વય કરી બધાને સામગ્રીરૂપે કારણકોટિમાં ગણ્યા છે૪૦ પણ એ ચર્ચાઓ સૃષ્ટિના કાર્યને લક્ષી થયેલી છે, હરિભદ્રે એ ચર્ચા 'યોગબિંદુ'માં કરી છે તે તો સાધનાની દૃષ્ટિએ. હરિભદ્રે અંતે સામગ્રીકારણવાદ સ્વીકારીને કહ્યું છે કે એ બધા જ વાદો ઐકાન્તિક છે, પણ સાધનાની

ફળસિદ્ધિમા કાળ, સ્વભાવ, નિયતિ, દૈવ, પુરુષકાર ઇત્યાદિ બધા જ તત્ત્વોને અપેક્ષાવિશેષે સ્થાન છે જ,૪૧ એમ કહી તેમણે એ બધી આપેક્ષિક દૃષ્ટિઓનો વિસ્તારથી ખુલાસો પણ કર્યો છે

(૩) ભવાભિનંદિતા યા ભોગરસનુ ઘેન ઊતરવા લાગે ત્યારે જ યોગાભિમુખતાના બીજ નખાય છે—એ વસ્તુ રજૂ કરતા હરિભદ્રે પોતાના વિચારના સમર્થનમા સાખ્યાચાર્ય ગોપેન્દ્રના મતવ્યનો નિર્દેશ કરતા કહ્યુ છે કે ગોપેન્દ્ર જેવા સાખ્યાચાર્યો પણ શબ્દાન્તરથી એ જ વાત કહે છે એ શબ્દાન્તર એટલે પુરુષ ઉપરના પ્રકૃતિના અધિકારની નિવૃત્તિ પુરુષનુ દર્શન ન પામે ત્યા લગી જ પ્રકૃતિનુ સર્જનબળ રહે છે, એ દર્શન પામતા જ તે સર્જનકાર્યથી નિવૃત્ત થાય છે એ નિવૃત્તિ તે જ તેની મોક્ષાભિમુખતા ૪૨ હરિભદ્ર સાખ્યની પરિભાષા અને જૈન પરિભાષાની તુલના કરી કહે છે કે સાખ્યો જેને પ્રકૃતિના અધિકારની નિવૃત્તિ કહે છે તેને જ જૈનો કર્મપ્રકૃતિની તીવ્રતાનો હ્રાસ કહે છે ૪૩ હરિભદ્રનુ આ તુલનાત્મક દૃષ્ટિબિંદુ સાખ્ય અને જૈન પરંપરા વચ્ચે અનેકવિધ દેખાતી સમાનતાનો વિશેષ અભ્યાસ કરનારને પ્રેરક બને તેવુ છે

(૪) બૌદ્ધ પરંપરાની—ખાસ કરીને મહાયાનની—એક પરિભાષા સાથે જૈન પરિભાષાની સરખામણી કરી હરિભદ્રે જે સાર તારવ્યો છે તે તેમની ઊંડી સૂઝ સૂચવે છે મહાયાની બૌદ્ધોમા 'બોધિસત્ત્વ' પદ જાણીતું છે જે ચિત્ત માત્ર પોતાની મુક્તિમા જ કૃતાર્થતા ન માનતા સર્વની મુક્તિનો આદર્શ રાખી તેનો સકલ્પ કરે તે ચિત્ત બોધિસત્ત્વ હરિભદ્ર કહે છે કે એ જ વસ્તુ જૈન પરંપરામા 'સમ્યગ્દૃષ્ટિ' પદથી વ્યવહારાય છે જ્યારે કોઈ જીવ પોતા ઉપરનુ તીવ્ર ક્લેશાવરણ ઘટતા અને મોહગ્રથિ ભેદાતા યોગાભિમુખ થાય છે, ત્યારે તે પોતાના ઉદ્ધાર સાથે વિશ્વોદ્ધારનો પણ મહાન સકલ્પ કરે છે જૈન પરિભાષા પ્રમાણે આવો સકલ્પ કરનાર સમ્યગ્દૃષ્ટિ જીવ તે જ બૌદ્ધ પરિભાષા પ્રમાણે બોધિસત્ત્વ ૪૪ પરતુ સાથે સાથે હરિભદ્ર

એમ પણ સૂચવે છે કે બધા જ જીવો કે સત્ત્વો આવા સંકલ્પના અધિકારી નથી હોતા કોઈ એનાથી મોળા કે કાંઈક ઊતરતા પણ સંકલ્પો કરે અને તે પ્રમાણે સિદ્ધિ મેળવે[45] હરિભદ્રના કથનનું મુખ્ય હાર્દ તો એ છે કે સંકલ્પ એ એક અક્ષોભ્ય પ્રેરક બળ છે તે જેટલો મહાન તેટલો જ માણસ મહાન બની પણ તેઓ, જાણે માનસિક વિકાસના તારતમ્યને માપતા ન હોય તેમ, એ પણ સૂચવે છે કે જુદા જુદા સાધકોનું સંકલ્પબળ ઓછું વધતું પણ હોય છે[46] આ નિરૂપણ કરતા તેમણે જૈન પરંપરામાં પ્રવર્તમાન તીર્થંકર,[47] ગણધર[48] અને મુંડકેવળી[49] આદિ યોગીઓની ચઢતી-ઊતરતી કક્ષાનો ખુલાસો પણ કર્યો છે

(૫) હરિભદ્રે ધર્મની બાબતમાં પારમાર્થિકતા અને ધ્યાન હારિતાનું અંતર સમજવાની સૌને સદા કામ આપે એવી એક કસોટી સૂઝી છે તેઓ કહે છે કે જે ધર્મ લોકોના આરાધન કે અનુરંજન ખાતર આચરવામાં આવે તે જ લોકપંક્તિ યા લોકસંજ્ઞા[50] એ ખરો ધર્મ નથી પણ એકમાત્ર ધર્મની દૃષ્ટિ રાખીને જ લોકોનું સરણ કરવામાં આવે તો તે ધર્મની યથાર્થતામાં હાનિકારક નથી[51]

(૬) આત્મા આદિ અતીન્દ્રિય તત્ત્વો અને તેના વિવિધ સ્વરૂપોની બાબતમાં અનેક વાદીઓ તાર્કિક ચર્ચા-પ્રતિચર્ચા કરતા આવ્યા છે અને સત્યને નામે પરસ્પર કલેશો પોષતા રહ્યા છે આ જોઈ હરિભદ્રે નિર્ભય વાણીમાં કહ્યું છે કે એવી અતીન્દ્રિય વસ્તુઓ યોગમાર્ગ વિના ગમ્ય નથી વાદપ્રપંચ કદી સહાયક ન જ બની શકે પોતાના આ વિચારનું સમર્થન તેમણે કોઈ અજ્ઞાત યોગીનું વચન ટાંકી કર્યું છે એ વચનનો ભાવ એ છે કે ખરા અર્થમાં નિશ્ચય ન થયો હોય અને માત્ર પરંપરાની માન્યતા ઉપર સ્થિર થયા હોય એવા વાદો કે પ્રતિવાદો કરનારા ગ્રંથમાત્રજીવી કદી તાત્ત્વિક સ્વરૂપ પામી શકતા નથી, અને ઘાણીનો બળદ જેમ ફર્યા કરે છે તેમ તેઓ

ખંડન-મંડનના ચક્રમાં ભમ્યા જ કરે છે[૫૨] હરિભદ્રો આ કટાક્ષ જ્ઞાની કવિ અખાની નીચેની ઉક્તિની યાદ આપે છે —

> " ખટદર્શનના જૂજવા મતા, માહોમાંહે તેણે ખાધી ખતા,
> એકનું થાપ્યું બીજો હણે અન્યથી આપને અધિકો ગણે
> અખા એ અંધારો કૂવો ઝગડો ભાગી કો' નવ મૂએો "
>
> —અખાના છપ્પા, ૩

(૭) હરિભદ્રે 'ધર્મબિંદુ' આદિ પોતાના બીજા ગ્રંથોમાં જે સામાજિક ધર્મોના આચરણ ઉપર ભાર આપ્યો છે તે 'યોગબિંદુ'માં પણ છે પરંતુ 'યોગબિંદુ'માં એની સ્પષ્ટતા વિશેષ છે તે જોતાં એમ લાગે છે કે હરિભદ્રે જૈન અને બીજી એવી નિવૃત્તિ માર્ગી પરંપરાઓનું વૈયક્તિક હિતસાધનનું દૃષ્ટિબિંદુ જોઈ વિચાર્યું હોવું જોઈએ કે કોઈ પણ વ્યક્તિ સામાજિક જીવનના સંસ્કાર વિના ધર્મપાલન કરી ન શકે આધ્યાત્મિક માર્ગે પ્રગતિ કરવી હોય તો એની પૂર્વશરત એ છે કે વ્યક્તિએ સામાજિક ધર્મો અને મર્યાદાઓનું યોગ્ય પાલન કરી પોતાના મનને વિકસાવવું અને અનેક સદ્ગુણો કેળવવા ઘણીવાર વ્યક્તિ આધ્યાત્મિકતાને નામે અવશ્ય આચરવા જેવી સામાજિક ફરજોને પણ બિનજોઈ છોડી દે છે આવા કોઈ ઉદાત્ત વિચારથી હરિભદ્રે આધ્યાત્મિક માર્ગની પૂર્વતૈયારીરૂપે પૂર્વસેવા[૫૩] નામથી અનેક કર્તવ્યો સૂચવ્યાં છે તેમાં (શ્લોક ૧૦૮માં) ગુરુદેવાદિપૂજન શબ્દથી અનેક વસ્તુઓ સૂચવી છે તેઓ કહે છે કે માતા પિતા કલાચાર્ય એમના સંબંધીઓ વૃદ્ધો અને ધર્મોપદેશકો— આ ગુરુવર્ગ કહેવાય[૫૪] તે બધાની યોગ્ય પ્રતિપત્તિ કરવી દેવપૂજા વિશે તેઓ એમ કહે છે કે મહાનુભાવ ગૃહસ્થો માટે સર્વ દેવોનો યોગ્ય આદર એ કર્તવ્ય છે તેથી પોતાને માન્ય એવા દેવથી બીજા દેવો પ્રત્યેની અણગમા કે હીણપણાની વૃત્તિ ટળી શકે[૫૫] આવી સર્વદેવનમસ્કારની ઉદાત્તવૃત્તિ અંત લાભકારી જ નીવડે છે એ દર્શાવવા તેમણે એક ચારિસંજીવનીચારનો દાખલો આપ્યો છે[૫૬] એ

દાખલાનો ભાવ એવો છે કે કોઈ સ્ત્રી પતિને વશ રાખવા કોઈ પાસેથી જડીબુટ્ટી લઈ પતિને ખવરાવી પશુરૂપે એને ચારતી અને બીજી જડીબુટ્ટીથી પોતાને ફાવે ત્યારે પતિને પુરુષરૂપે બનાવી લેતી. ક્યારેક અનેક વનસ્પતિઓના જંગલમાં તે બાઈ વારક જડીબુટ્ટી ભૂલી ગઈ અને ઊંડા વિષાદમાં પડી. દરમિયાન ત્યાંથી પસાર થતા કોઈ યોગ્ય મહાનુભાવે એ બાઈનું દુઃખ જાણી ઉચ્ચાર્યું કે એમાં વિષાદ શો! એ વારક જડીબુટ્ટી પણ ત્યાં જ છે. એટલે એ બાઈ બધી જ વનસ્પતિઓને ચરાવશે તો તેમાં પેલી વારક બુટ્ટી પણ બળદ ચરશે અને તે મૂળરૂપમાં આવી જશે. આ આકાશવાણી સાંભળી તે બાઈએ તદનુસાર કર્યું અને બળદ બળદ મટી મૂળ પુરુષરૂપ થયો. આ દૃષ્ટાન્ત કોઈ જૂનું હોવાનો સંભવ છે, પણ હરિભદ્રે એનો વિનિયોગ સર્વ દેવો પ્રત્યે સમાન આદર રાખવાના ભાવમાં કરી જુદા જુદા પંથો વચ્ચે દેવોને નામે ચાલતી સાઠમારી નિવારવાનો એક સર્વધર્મસમન્વયસૂચક સામાજિક માર્ગ દર્શાવ્યો છે.

તેમણે ગુરુઓ અને દેવો પ્રત્યે દાખવવાની ભક્તિ ઉપરાંત બીજું એક મહત્ત્વનું સામાજિક કર્તવ્ય પણ સૂચવ્યું છે. તે એ કે રોગી, અનાથ, નિર્ધન આદિ નિ:સહાય વર્ગને મદદ કરવી. પરંતુ એ મદદ એવી ન હોય કે પોતાને આશ્રિત હોય એવા જનોની એમાં ઉપેક્ષા થવા પામે.[૫૭] આધ્યાત્મિક યા લોકોત્તર ધર્મ સાથે આવાં અનેકવિધ લૌકિક કર્તવ્યોની સાંકળ જોડી હરિભદ્રે જૈન પરંપરાને પ્રવર્તક ધર્મનું મહત્ત્વ જે વિશદતાથી સમજાવ્યું છે તે નિવૃત્તિલક્ષી જૈન પરંપરામાં તૂટતી કડીનું સંધાન કરે છે

(૮) જૈન પરંપરાની આધ્યાત્મિક વિકાસક્રમને સૂચવતી ચૌદ ભૂમિકાઓ 'ગુણસ્થાન' નામથી જાણીતી છે. પરંતુ હરિભદ્રે એ ભૂમિકાઓને 'યોગબિંદુ'માં અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એવા માત્ર પાંચ ભાગમાં જ ગોઠવી નિરૂપી છે.[૫૮] એ સાથે જ તેમણે સાંખ્ય-યોગ પરંપરાની સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત

એ બે ભૂમિકાઓની ઉક્ત પાચ ભૂમિકાઓની સાથે તુલના પણ કરી છે. તેઓ કહે છે કે પાચ પૈકી પ્રથમ ચાર સપ્રજ્ઞાત છે અને છેલ્લી અસપ્રજ્ઞાત. સંપ્રજ્ઞાત ભૂમિકા સુધી મનોવ્યાપાર ચાલે છે, પણ અસંપ્રજ્ઞાત[૫૯] અવસ્થા પ્રાપ્ત થતા સબીજ ક્લેશવૃત્તિનો નિરોધ થાય છે અને તે જ નિર્બીજ સમાધિ કહેવાય છે એમણે સાખ્યાનુસારી યોગશાસ્ત્રની આ માન્યતા સાથે સરખામણી તો કરી છે, પણ જૈન અને સાખ્ય તત્ત્વજ્ઞાનનો મૂળગત જે ભેદ છે, તેમજ તેને લઈ વૃત્તિસક્ષયનો જે અર્થ જૈન પરંપરા સાથે સંગત થઈ શકે તે પણ દર્શાવ્યો છે[૬૦]

પતજલિ ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહે છે[૬૧] ચિત્તવૃત્તિ ક્લિષ્ટ પણ હોય છે અને અક્લિષ્ટ પણ. અજ્ઞાન અને તૃષ્ણા જેવા ક્લેશો કે રાગોને નિવારવા બાબત તો કોઈનો મતભેદ છે જ નહિ, પણ પ્રશ્ન એ છે કે ક્લેશો નિર્મૂળ થાય અને ચિત્તમાં અક્લિષ્ટ એવી જ્ઞાન, પ્રેમ આદિ વૃત્તિનુ ચક્ર ચાલે, તો શુ એનો પણ નિરોધ કરવો? આનો ઉત્તર સાખ્ય, ન્યાય-વૈશેષિક, અદ્વૈત વેદાન્તી અને કેટલાક બૌદ્ધો લગભગ એકસરખો જ આપે છે. તે ઉત્તર એટલે વિદેહમુક્તિ વખતે શરીરની પેઠે ચિત્ત યા મનનુ પણ સર્વથા વિસર્જન જો ચિત્ત યા મન જ વિલય પામે તો અક્લિષ્ટ વૃત્તિ ઉદ્ભવે જ શેમા? તેથી મુક્તદશામા વિશુદ્ધ જ્ઞાન કે વિશુદ્ધ આનદ જેવી વૃત્તિઓને પણ અવકાશ છે જ નહિ [૬૨] હરિભદ્ર એ માન્યતાથી જુદા પડી એમ સ્થાપે છે કે મુક્તદશામા અક્લિષ્ટ વૃત્તિઓનો પણ નિરોધ, એનો અર્થ માત્ર એટલો જ હોઈ શકે કે માનસિક કલ્પનાઓ અને માનસિક વ્યાપારનો દેહવ્યાપારની પેઠે વિલય, નહિ કે ચેતનની સહજ એવી નિરાવરણ જ્ઞાન, પ્રેમ, આનદ આદિ વૃત્તિઓનો વિલય[૬૩] હરિભદ્ર પોતાનો મત સ્થાપતા જૈન પરપરાસમત આત્માનુ પરિણામિનિત્યત્વ યુક્તિપૂર્વક દર્શાવે છે અને પુરુષ કે આત્માની કૂટસ્થનિત્યતાનો તેમજ બૌદ્ધસમ્મત ક્ષણિક ચિત્તસતતિનો પ્રતિવાદ કરે છે

(૮) કલેશો નિવારવાના ધ્યેયથી જ યોગમાર્ગની વિવિધ પ્રણાલીઓ અસ્તિત્વમા આવી છે, પણ એમા એવી એક ગેરસમજ દાખલ થઈ ગઈ કે મન એ પોતે જ કલેશનુ ધામ છે, તેથી એમા જે વૃત્તિઓ કે કલ્પનાઓ ઉદયમાન થાય તે પણ બધનરૂપ છે એટલે એ મનોવ્યાપારને સર્વથા રૂધવો એ જ નિર્વિકલ્પ સમાધિ આમ કલેશનો છેદ કરવા જતા કલેશ વિનાની વૃત્તિઓનો પણ ઉચ્છેદ એ એક યોગકાર્ય લેખાયુ એના અનેક સારા નરસા ઉપાયો યોજાયા એમા એક એવા ઉપાયની સ્થાપના કરતો પક્ષ અસ્તિત્વમા આવ્યો કે ધ્યાન એટલે જ ચિત્તને દરેક વ્યાપારથી રોકવુ તે આનુ જ નામ વિકલ્પનિવૃત્તિ આ પક્ષને લગતી એક મનોરજક કહાણી ટિબેટન ભાષામા લખાયેલ કમલશીલના જીવનમાથી મળી આવે છે હોશગ નામનો એક ચીની ભિક્ષુ ટિબેટના તત્કાલીન રાજાને પોતાની યોગ વિશેની માન્યતા એ રીતે સમજાવતો કે ધ્યાન કરવુ એટલે મનને વિચાર કરતુ રોકવુ ક્યારેક એ રાજાને આ પ્રશ્ન પરત્વે સાચુ બૌદ્ધ મતવ્ય જાણવાની ઇચ્છા થઈ અને તેણે નાલદા વિદ્યાપીઠના વિદ્વાન કમલશીલને ટિબેટમા બોલાવ્યા હોશગ અને કમલશીલ વચ્ચે ચર્ચા ચાલી રાજા મધ્યસ્થસ્થાને હતો જે હારે તે જીતનારને માળા પહેરાવે અને ટિબેટમાથી ચાલ્યો પણ જાય એવી શરત હતી હોશગે પોતાનો પક્ષ રજૂ કર્યો ત્યારે કમલશીલે તેના જવાબમા જે કહ્યુ તે મનોવિજય વાદીઓએ વિચારવા જેવુ છે કમલશીલે કહ્યુ કે જે વિષયના વિચારોને રોકવા મન મથશે તે વિષય તેની સ્મૃતિમા આવવાનો જ વળી જો કોઈ અવનવા ઉપાયોથી મનને સાવ બૂઠુ કે નિષ્ક્રિય કરે તોય તે થોડા વખત પછી વિચાર કરવાનુ જ એ નિષ્ક્રિયતા જ મનમા બળવો કરી વિચારચક્ર ચાલુ કરશે મનનો સ્વભાવ જ એવો છે કે તે ક્ષણ માત્ર પણ વિચાર કર્યા વિના જપી ન શકે એમ કહી કમલશીલે બૌદ્ધ પરિભાષા પ્રમાણે દર્શાવ્યુ કે જે યોગી લોકોત્તર પ્રજ્ઞાની ભૂમિકામા જવા ઇચ્છતો હોય કે સબોધિપ્રજ્ઞા મેળવવા ઇચ્છતો હોય, તેણે તો

સમ્યક્ પ્રત્યવેક્ષણા કરવી રહી. પોતાની જાત અને જગતની વસ્તુઓ તેમજ ઘટનાઓની પ્રત્યવેક્ષણા કરવી એટલે એમાં ક્ષણિકતા અને અનાત્મતાની ભાવના કરવી આ ભાવના એ જ વિકલ્પનાનો નિરોધ; નહિ કે શૂન્યતાને નામે મનને નિષ્ક્રિય કરવું તે. કમલશીલની આ દલીલોથી ચીની હોશંગ, જે પ્રજ્ઞાપારમિતાનો અર્થ શૂન્યવાદની દૃષ્ટિએ આપકલ્પનાબળે કરતો તે, નિરુત્તર થયો અને કમલશીલનો જય થયો.[૬૪]

કમલશીલ બોધિસત્ત્વરૂપે પ્રતિષ્ઠિત શાંતરક્ષિતના શિષ્ય અને વિશિષ્ટ વ્યાખ્યાકાર. યોગાચાર પરંપરામાં વિજ્ઞાનવાદનો વિકાસ થતાં જે વજ્રયાનશાખા નીકળેલી તેના એ બન્ને ગુરુ શિષ્ય સમર્થક તેઓ માનતા કે મુક્તિદશામાં વિશુદ્ધ એવી ક્ષણિક જ્ઞાનસંતતિ તો ચાલુ રહે જ છે જ્ઞાનસંતતિનો સર્વથા લોપ થઈ જ ન શકે, એ એમનો મહાસુખવાદી સિદ્ધાંત. આ સ્થળે કમલશીલની કહાણી કથવાનો ઉદ્દેશ એ છે કે હરિભદ્ર અને એ વિજ્ઞાનવાદીઓ એ બાબતમાં સર્વથા એકમત છે કે મુક્તિ યા મહાસુખ અવસ્થામાં જ્ઞાનધારા ચાલુ રહે જ છે હરિભદ્ર એ જ્ઞાનધારા સ્થિર આત્મદ્રવ્યમાં ઘટાવે છે,[૬૫] તો વિજ્ઞાનવાદીઓ એવા સ્થિર દ્રવ્યને માન્યા વિના.[૬૬] પણ આ બન્ને વિચારો એટલું તો સ્થાપે જ છે કે પુરુષ, ચેતન, આત્મા યા બ્રહ્મ જો ચૈતન્યસ્વરૂપ હોય તો સર્વથા જ્ઞાનધારાવર્જિત હોઈ જ ન શકે.

(૧૦) હરિભદ્રે 'યોગબિંદુ'માં જૈન દૃષ્ટિએ સર્વજ્ઞત્વનું સ્વરૂપ સ્થાપ્યું છે અને કુમારિલ, ધર્મકીર્તિ જેવાના સાક્ષાત સર્વજ્ઞત્વના વિરોધી વિચારોનો પ્રતિવાદ પણ કર્યો છે[૬૭] અહીં હરિભદ્ર સામે એવો પ્રશ્ન ઉઠાવી શકાય કે જ્યારે તેઓ જૈનસંમત વિશેષ સર્વજ્ઞત્વને સ્થાપે છે, ત્યારે તેઓ મતવિશેષને પુરસ્કારે છે આ એક અભિનિવેશ કેમ ન કહેવાય? એમણે પોતે જ 'યોગદૃષ્ટિસમુચ્ચય'માં સર્વજ્ઞવિશેષની માન્યતાને અભિનિવેશ લેખે છોડી દઈ સામાન્ય સર્વજ્ઞત્વનો પુરસ્કાર કર્યો છે ને બધા જ આધ્યાત્મિક તત્ત્વજ્ઞોને

સર્વજ્ઞ તરીકે માની લીધા છે આ શું વિરોધ નથી? મને વિચાર કરતા લાગે છે કે એમા કાઈ વિરોધ જેવુ તત્ત્વ નથી જેમ પતજલિએ 'યોગસૂત્ર'ના ચોથા પાદમા પોતાની તાત્ત્વિક માન્યતાથી જુદી પડતી વિજ્ઞાનવાદીની માન્યતાની આલોચના કરી છે, જેમ 'યોગવાસિષ્ઠ' આદિમાં બ્રહ્માદ્વૈતનુ સ્થાપન ને બીજી માન્યતાનો નિષેધ છે, તેમ જ હરિભદ્રે પોતાની તાત્ત્વિક માન્યતા, જે જૈન સરકાર પ્રમાણે ઘડાઈ છે અને જે એમને યુક્તિયુક્ત લાગે છે તે તત્ત્વદૃષ્ટિના વિચારમા તટસ્થભાવે રજૂ કરી છે એમણે એમા અભિનિવેશ ન દાખવતા છેવટે કહ્યુ છે કે મે જે કહ્યુ છે તે મધ્યસ્થદૃષ્ટિએ જો વિદ્વાનોને એ યુક્ત લાગે તો તેને વિચારે વિદ્વત્તાનુ ફળ જ એ છે કે એને આ સિદ્ધાત મારો અને આ પારકો એવો પક્ષ હોઈ જ ન શકે જે એને યુક્તિયુક્ત અને બુદ્ધિગ્રાહ્ય લાગે તેને તે માને ૬૮

'યોગદૃષ્ટિસમુચ્ચય'મા એમનો ભાર પથો અને દર્શનો વચ્ચે ચાલતા શુષ્ક વાદને નિવારવા ભણી છે તેથી જ તેઓ સર્વજ્ઞત્વ જેવા આળા વિષયને લઈને પણ કુતર્કનિવૃત્તિની વાત કહે છે એક જગાએ અર્થાત્ 'યોગબિન્દુ'મા તટસ્થભાવે સ્વમાન્યતાનુ નિરૂપણ છે, તો બીજી જગાએ અર્થાત્ 'યોગદૃષ્ટિસમુચ્ચય'મા પોતપોતાની માન્યતા સ્થાપવાને બહાને દાર્શનિકોમા ચાલતા વિવાદોનુ નિરાકરણ અભિપ્રેત છે તેઓ પોતે તો યોગ વિષયક પોતાના લખાણોમા કોઈ સ્થળે આવેશ કે કદાગ્રહ દાખવતા જ નથી એ એમની મધ્યસ્થતા કહેવાય

હરિભદ્રના યોગ વિષયક અને સમાનોચિત ચારે ગ્રથોનો ઉત્તર કાળમા કેવો પ્રભાવ પડ્યો છે, એ પ્રશ્ન સાહજિક રીતે ઊઠે જ છે શ્રી આનદઘને એમના આ ગ્રથોમાથી કોઈ ને કોઈ ગ્રથનુ ઝરણુ ઝીલ્યુ હોય તેમ લાગે છે, પરતુ ઉપાધ્યાય યશોવિજયજીએ તો એમની યોગ વિષયક બધી જ કૃતિઓમા ઊડી ડૂબકી મારી છે આઠ દૃષ્ટિની સજ્ઝાય એ ગુજરાતી કૃતિ 'યોગદૃષ્ટિસમુચ્ચય'નો સાર છે, પણ તેઓ તો જે ગુજરાતીમા લખે તે સસ્કૃતમા પણ લખતા જ તેમણે

